

# મૂરખા



---

પાને પાને ધૂમ હસાવનારી
હાસ્યરસીક વાર્તા

---

કીં. ચાર આના

---

શ્રી હરિહર પુસ્તકાલય
ટાવર રોડ,
સુરત.

# મૂરખાના પરાક્રમો

( પેટ પકડી હસાવનારી વાર્તા )

: : : : : : : પ્રકાશક : . . . . . .

જયંતિલાલ વિઠ્ઠલદાસ મહેતા,

: : : શ્રી હરિહર પુસ્તકાલય : : :

: : : : : ટાવરરોડ, સુરત : : : :



આવૃતી ૧ લી. ૧૯૩૯ પ્રત ૨૨૦૦

સુરત, બરાનપુરી ભાગળ, ભાજીવાળી પોળમાં આવેલાં શ્રી અનાવિલ બંધુ પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવિન્દજી ડાહ્યાભાઇ નાયકે છાપ્યું.

# મૂરખાના પરાક્રમો

[ પ્રકરણ ૧ ]

ગુજરાત કાઠીયાવાડના ગામડાઓમાં ગ્રામ્યજનોને ગામમાં બેસવાનું એક મકાન હોય છે. તે ચોરાના નામે ઓળખાય છે. આજની સુધરેલી ભાષામાં મને કોઇ પૂછે કે ચોરો એટલે શું ? તો હું કહું કે ચોરો એટલે બેકાર મંડળની ઓફીસ, વાંઢાઓની પરિષદ, નવરાઓની નિશાળ અથવા ગામના ગપ્પીદાસોને ફાવે તેવા ગપગોળા ફેંકવાનું ઠેકાણું.

એવા ગોમતીપુરના ચોરામાં દાયરો જામ્યો હતો. એ દાયરામાં અત્યારે બધા નામધારી નરો બેઠા હતા. જેઓ ગોમતીપુર તેમજ તેની આજુબાજુના ગામડાઓમાં વખણાતા હતા.

બાપુ બળસંગ જે વર્ષોથી દમ, ખાંસી અને અસાધારણ નબળાઈ એ બધા રોગોને એના ખીસ્સા જેવા ખોળીઆમાં રાખીને ફરતા હતા.

બાવાશ્રી બાલકદાસ તે ગામના ઠાકર મંદીરના પુજારી હતા. સાંજ સવાર ઠાકોરજીની આરતી ઉતારતા અને તેના બદલામાં વરસ દિવસે ગામમાંથી ત્રીસ મણ લોટ કમાતા હતા. અત્યારે તેઓ સિત્તેર વર્ષના ખખડધ્વજ દેખાતા હતા.

સત્યશંકર શાસ્ત્રીજી જાતે બ્રહ્મચુ પણ માંડુય ભણ્યા ન્હોતા છતાં ખુદ પોતાના રચેલા શ્લોકો વડે ગામમાં કોઇને પરણવું હોય તેને પરણાવતા અને મરી ગયું હોય તેનું સરાવતા. આખી જીન્દગીમાં એકેય વાર સાચું બોલ્યા ન્હોતા એવા એ અડગ નીમધારી હતા.

ચોથા હતા પરમાણીકદાસ. આ ગામના ખાસ નગરશેઠ જેવા ગણાતા. ચોરાની બાજુમાં એક ભાંગી તૂટી કોટડીમાં તેઓની પેઢી ચલાવતા. પેઢી ઉપર જે કેઇ ગ્રાહકો આવતા તેને રૂપીઓ લઇ અડ આનાનો માલ પકડાવતા હતા. સો રૂપીઆનું ખાતું પાડી દે અને વરસે પોણોસો રૂપીઆ વ્યાજ ભરવા કબુલ કરે તેને તેઓ પચ્ચાસ રૂપીઆ રોકડા ગણી દેતા.

આ ચાર સિવાય અત્યારની કચેરીમાં બીજા ઘણાય પ્રસિદ્ધ પુરૂષો હતા. પરન્તુ તેઓના નામો અને કામો લખતાં પાર ન આવે.

માળું બાલકદાહ! એક દિ હું પાવડીએ મોનજીભાનો મેમાન થયો તો, ત્યાં એક વેલી પરભાતે સાકરી રયો તો, એવે એક વાણુ દે ફળીઆમાં એક ઝાડ મને બતાવી દીધું કે, સમળસંગ બાપુ! સાપેના ઝાડ ઉપર સાકરની કણીઓ જામી ગઇ સે. જો પારખુ કરવું હેય તો થોડીક ખંખેરી આવું આ સાંભળીને મને ભારે કઉતક લાગ્યું. મનમાં થયું કે પારખ્યું તો કરવા દે. મેં કીધું જલ્યા ઘાંચળા લ.વ્ય જોઉં?

ઘાંચળો દોડયો અને થોડાક કણ લઇને પાછો આવ્યો— અને તે કણ દેખાડી બોલ્યો બાપુ, સાખો જોઉં! ગળ્યું

લાગે છે કે નૈં? સપટી ભરીને મેં કણુ ચાખી જોયા. ખળપણુ ગળપણુ તે વાતજ પુસો મા. લઇને ઝીંકયો સામાં. ....સા....ભારે મીઠા થયો. પસી તો હું રયો તીયાં લગી રોજ સાકરનો સા પીધા કર્યો.

એ બાપુ ગપાટા હાંકો માં. હોકાની ઘુંટ ખેંચતો ખેંચતો બાલકદાસ તડુકી ઉઠયો. આ અમારો જનમારો પાણીમાં નથી ગીઓ જે સાકરનો સા થાય સે. ઇ સાકરના ઝ ડવા વલાતમાં ઉગે છે, આપણા મલકમાં નૈં.

તઈં શું ખોટું? સબળસંગ બાપુએ ભવા ચડાવીને પૂછ્યું. એકવાર નૈં હજારવાર ખોટું. પરમાણીક દાસ પોકારી ઉઠયો. સાંભળો બાપુ સોળે સોળ આના સાચી વાત કઇ કેવાય? આ એ કહિ હુ વાવડીએ ગયો તો વાવડીના પાદરમાં એક ઉંસી પીંપર સે ઇ પીંપર માથે એક ઢેઢ પેપડીયું ખાવા સડયો તો, ઇ ઉપલી ડાળેથી પડયો એવો પડયો કે કડય ભાંગી ગઇ. એવે શેર ગામના એક દાકતરને લઇ પાદરમાંથી મોટર ભોં ભોં કરતીકને નીકળી સામટા માણુહ જોઇ દાકતરે બડાક કરતીને મોટર ઉભી રખાવી. નીસે આવીને પૂછ્યું. અલ્યા એને શું થયું સે?

માણુહોના ટોળામાંથી એક જણે જવાબ દીધો કે બાપ ઢેઢ પીપરેથી પડી ગયો સે.

દાકતર તો હતો હુંસીયારનો હિકરો એણે ઢેઢ સામે જોઇ પડકારો કર્યો. એક બકરું લાવો જોઉં. એક માણુહ

ભરવાડવાડામાં જઈ બકરૂં લઈ આવ્યો. ડાકતરે તરવાર મંગાવી ફડાક કરતો ઢેઢને માથે ઝાટકાનો ઘા કર્યો. કાચાના બે કટકા કરી નાંખ્યા. બે કટકા કર્યા બકરાના. બકરીના પડા ઉપર મેઘવાળનું માથું સોટાડીને ઓલ્યું અપરેશન કરે સેને ઓણુથી બડાક કર્યો બેઠો. કડથી હેઠેનો ભાગ બકરાનો અને ઉપલો માણસનો. મ.ળો ભારે તાસીરો કરી મોટરમાં બેહી હાલતો થઈ ગયો. તે દનું વાવડી ગામમાંથી દુધનું દખ ટળી ગયું છે સોર બે પાંચ જણા ભેગા થાય ને સા કરવો હોય તો ઢેઢવાડેથી ઢેઢને બોલાવે વેણુ વણવાનું પડતું મૂકીને ઈ બિચારો દોડયો આવે. બે ડોકા તાણી લઈ બખબખાવીને બચેરનો કળશ્યો ભરી દે. આ ઈ દુધની સા પીનારાઓમાંથી હું જીવતો જાગતો આંઈ બેઠો છઉં. આ વાત સાચી કે'વાય.

બાવો બાલકદાસ બોલ્યો ટઢા પોરની ગપ્પ હાંકો મા. જુઓ સાચી વાત તો આ એકવાર હું આબુના ડુંગરા માથે જાતરા કરવા ગયો તો. મારી હારે બીજા દહબાર જણા હતા. અમે બધા વતુ કરતા કરતા ડુંગરો સડતા થા. એવે વાટમાં થાકયા. એક મોટી શીલા ઉપર બે ઘડી વિસામો ખાવા બેઠા. થોડી વાર બેઠા હશું એવે શીલા હલવા મંડી. અમારા કૌતકનો પાર રહ્યો ને. બધાય વિસાર કરવા મંડયા કે, ઓચીંતા આ શીલા કેમ હલતી હશે ? હેઠે ઉતરીને નજર કરી તો ઇ શીલા નો'તી.

ત્યેં ? સત્યશંકર મહારાજે ભારે અચંબો પામતાં પૂછયું-

એ દેકડો હતો. દેડકાને શીલા ધારીને અમે એની પર બેઠા રહ્યા તોય ઇ હાલ્યો નૈં. આવી નજરો નજર જોઇ હોય ઇ વતું સાચી ગણાય સમજ્યા ?

હવે રે....રે...લોટ માગું ? એવડા મોટા દેકડયા જ્યાં આબુના ડુંગરામાં નેં આપણી વાંભાળી ધાર માથે થાય સે. સબળસંગ બાપુએ બાલકદાસની વાત ખેટી પાડી દીધી.

આ સબળસંગ બાપુએ કીધું ઇ સાચું. સત્યશંકર મહારાજે ટાપશી પુરી. સબળસંગ બાપુ ! આ હું કઉ ઇ વાત સાંભળવા જેવી સે. તમે જાણો સોને મારૂં મથું કપાય તોય કોઇ દી હું ખોટું બોલતો નથી એટલે મારા મોઢામાં ખોટી વાત હોયજ નૈં. એક દી હું મારા જજમાનને ગામ જખરદેથી આપણા ગામકોર હાલ્યો આવતો થો. સોમાહાની રત્ય હુતી. આભ માથે અડી ખમ્મ ડુંગરા આફળાતા હોય એવા વાદળા જામી રહ્યાતા. સામા સામી બે રાજાવની ફોજુ જુદ્ધમાં ઉતરી હોય તેમ આભમાંથી કડાકા ને ભડાકા સંભળાતા થા. કયારેક કયારેક વિજળીના ચળકારા ને ઝબકારા થાતા થા. બરાબર દી આથમવાનું ટાણું હતું. હું એકલો વન વગડામાં હાલ્યો જાતો થો. એવે આભમાંથી એક વાદળી લથડી ધરતી માથે પડુ પડુ થઇ ગઇ. હુ બીકનો માર્યો આમતેમ ભાગવા માંડયો. અબ ઘડી મારા માથે વાદળી પડી કે પડશે એવું થઇ ગયું-

એનાથી ઉગરવા ઘણુંય ભાગ્યો તોય એનો એક શેડો મારે ડીલે અડી ગયો. મેં એનો માથી જમણો હાથ ઉંચો કર્યો એવે ભુલ્થમાં મારાથી વાદળીનો એક શેડો પકડાઈ ગયો. વાદળી ઉડી હું ય હારે ઉડી હાલ્યો. ઈ તો બસુદાની બાના ને બસુદાના પૂન્ય આડા ફર્યા એટલે રસ્તામાં શેતરૂંજો ડુંગર આવ્યો. લાગ જોઇને મેં શેડો મુકી દીધો એટલે ડુંગર માથે પડયો. નૈં તો કોણુ જાણે કયાં લઈ જાત. આ વાતને વધારે નહિ પાંચ સાત વરસ થયા હશે.

માળે બારે મેળવી જાણી. એના સતશંકર મારા એકલાની વાત સાચી તમારામાંથી કોઈની વાત મારે ગળે ઉતરતી નથી.

## પ્રકરણુ-૨ જું

શિયાળાની એક સાંજે એક સરકસવાળાનો હાથી ગોમતીપુરને પાદરથી નિકળ્યો. અહિં સારી સગવડતા જોઈ રાતવાસો રહી જવાનો વિચાર કરીને માવતે હાથી ઝુકાવ્યો. ગોમતીપુરના માણસોએ હાથીનું નામેય સાંભળ્યું ન્હોતું પછી જોયો તો કયાંથીજ હોય? ગામના તમામ નરનારી અને બાળકો ગામ બહાર નિકળી હાથી પાસે ટોળે વળી ગયા અને અંદરોઅંદર વાતો કરવા લાગ્યા કે આ જનાવર હશે કે કાંઇ બીજું?

બાવો બાલકદાસ, પરમાણીકદાસ તથા સત્યશંકર શાસ્ત્રીજી પણ તે સ્થળે હાજર થઇ ગયા હતા. તેઓમાંથી બાલકદાસ બોલ્યા.

સતશંકર! આ જનાવર આજ મેં પેલીજ વાર જોયું. મને લાગે છે કે ઇ જંગલી પાડો હશે.

ના ભાઇ આ કાંઇ પાડો નથી. પાડાને માથે તો શીંગડાં હોય. ઓલ્યો ગેંડો કેસેને ઇ ગેંડો હોય તો શંકર જાણે.

હવે શંકર શું જાણે? હું જાણું છઉંને. પરમાણંદદાસે હાથી તરફ બારીક નજર નોંધતાં કહ્યું, આ દરિયાઇ ભેંશ સે ભેંશ.

ઇ બધું ખોટું. બાલકદાસ બોલ્યો. સતશંકર! તું સોરે દોડયો જા. સબળસંગ બાપુને બોલાવી લાવ જોઉં. આ ઇ આવીને ઇ કે ઇ સાચું.

સતશંકર ગામમાં દોડી ગયો. સબળસંગ બાપુ ઇ વખતે ચોરેજ બેઠા હતા. તેની પાસે જઇ બોલ્યો. બાપુ! ગામ બાર હાલોને એક માણહ કાંક જનાવર લાવ્યો સે ઇ જનાવર કોઇથી ઓળખાતું નથી.

એમ કેતાકને સબળસંગ બાપુ હાથમાં ડુંગો લઇને ઉપડયા. લોકોના ટોળા પાસે આવી ઠાવકે મોઢે પડકારી ઉઠયા કે માળું આખું ગામ મુરખ સે. આટલા બધા માણહમાંથી કોઇ જનાવરે પારખી નો સકયો તે મને આંઇ લગી આંટો ખવરાવ્યો!

એમ કહીને તે હાથી પાસે જઇ ઉભા રહ્યા. અત્યારે સંધ્યાની રૂંજો કુંજો વળી ગઇ હતી. અવનિમાં આછો અંધકાર પથરાઇ ચૂકયો હતો. સબળસંગ બાપુને ઘુવડ

અને ચીબરીઓ જેમ દિવસે અંધાપો ભોગવે છે તેમ રાતને માટે હતું. રાત પડે કે બિલકુલ દેખાતું નહિ એટલે તેણે જમણા હાથની હથેળી કપાળે લગાડીને બહુજ બારીકાઈથી અવલોકન કરતા હોય એવો ડોળ દેખાડીને કહ્યું.

હે ગાંડાવ! તમારામાં અક્કલનો છાંટોજ ક્યાં બળ્યો સે. આ જનાવર નથી.

હેં! એક સામટા મોઢાઓમાંથી આશ્ચર્ય ઉદગાર નિકળી પડયો.

તયેં શું સે?

આ તો ટાઢ ગોટો વળી ગઈ સે.

પણ બાપુ એની હારે એક આદમી સે એનું કેમ? બાળકદાસે પૂછયું.

ઈ ટાઢે ઠરી ગયો હશે. કહીને બાપુએ પાછું ગામ તરફ હાંકી મૂકયું. ગામ તેની પાછળ પોતપોતાના ઘરે જાવા ચાલતું થયું. બાપુનું વેણ બધાયને સાચું લાગ્યું કે ગામ બાર જનાવર પડયું નથી પણ ટાઢ ગોટો વળી ગઈ સે.

વ્હેલી પ્રભાતે માવતે હાથીને ઉભો કર્યો અને બરાબર ગામ વચ્ચેથી હાંકયો. ગામના મારગો સાંકડા હતા. બન્ને તરફ જુનાપુરાના માટીના ઝુંપડા ને મકાનો હતા. હાથીના ધસારાથી કંઈક મકાનો તૂટી પડયા. માર્ગ સાફ કરીને હાથી ગામ બહાર નિકળી ગયો.

પ્રભાતે ગામમાં દેકારો થયો કે આટલા બધા ઘર કોણે તોડી પાડયા? ચોરે જઇ સબળસંગ બાપુને પૂછ્યું. બાપુ! આ ગામના ખોરડા કેમ પડી ગયા?

સમજ્યા નૈં! આ ટાઢ ઉડે તારે ખોખા કાઢી નાંખે ઈ તો ટાઢ ઉડી.

બધાયને ગળે બરાબર ઘુંટડો ઉતરી ગયો.

એવોજ બીજો છબરડો એક વખત સબળસંગ બાપુએ કર્યો હતો. કોઇ સંઘ ગોમતીપુરને પાદર આવીને પડયો. રાતે તેઓએ પેટ્રોમેક્ષ બત્તી સળગાવી. એનું અજવાળું જોઈને ગામ આખું પાદરમાં એકઠું થઇ ગયું. સબળસંગ બાપુ પણ હોકો પીતા પીતા એ ઠેકાણે આવી પહોંચ્યા. ગામના માણુસોએ પૂછ્યું.

બાપુ! આટલો બધો અંજવાહ પડેસે. આ તે દીવો હશે કે ભડકો?

હવે ભાગી જાવ ભાગી. એમાં આટલા બધા ભેગા શું થયા સો? ઇ બિસારાવે કાસમાં તાપણું કર્યું સે, સાંભળીને ગામના લોકો વિખરાઇ ગયા. બાકી રહ્યા બાલકદાસ અને સબળસંગ બે જણા.

અલ્યા બાલકદાસ! આ શું સે ઇ હું તને હવે કઉં સ. જો માણુહ હત તો સાંભળી જાત.

બાપુ! તમને શું લાગે સે?

સુરજનું બસું.

હેં તમે આ શું કોસો !

તારે ગળે હાથ ! હું તો જોતા વેંતજ વરતી ગયો હો મારા દિકરા ક્યાંકથી ભારે ઘા કરી આવ્યા સે હો. અલ્યા લંગોટા તારા હૈયામાં હિમ્મત સે ?

શેની ? બાલકદાસે પુછ્યું.

આવડા બધાય સુઇ જાય ને તયેં આવડું આ સુરજનું બચ્ચુ સોરી લે.

હાવે...સોરી લઉં....બાલકદાસે હિમ્મત બતાવી.

જો પણ સોરીને ગામમાં લાવીશ મા નૈં તો આવડા આ ગોતીને પાછું લઇ જાસે. ક્યાંક સંતાડતો આવજે.

ક્યાં સંતાડું ?

આ બજાવાડમાં આપણા ગામ આખાના ખડની ગંજી ખડકીસેને ઇમાં સંતાડીને ઘરે જઈ સુઇ જાજે.

ભલે.

ભલે નૈં પણ ભુલીશ મા હો ?

આવડા આ બધા ગોતી ગોતીને સવારે ઉપડી જાહે. પસી રોજ રાતે આપણે સોરે ટાંગવા થાહે એટલે આખા ગામમાં અજવાળું ઝોકાર. મલક બધો આપણા ગામનું અજવાળું જોવા આવશે ને આપડે છાતી ઠોકીને મલકને કેહું કે આ સુરજનું બચ્ચું અમે સુરજ લોકમાં જઇ લઇ આવ્યા સઈ.

બાપ ! તો તો જામો, કામીં ને જેઠવો જામે હો ? લમ તમારે હવે ઘરે જઇને સુઇ જાવ આજ રાતે રેવા નો દઉં.

સમળસંગ બાલકદાસને ચડાવીને ઘરે ઉપડી ગયા. બાલકદાસ એટલામાંજ ચક્કર લગાવતો રહ્યો. જરા મોકો મળ્યો એવોજ બત્તી ઉપાડીને છટકયો. ગયો ખળાવાડમાં. એક મોટી ગંજી જોઇને તેમાં સંતાડી મુઠીઓ વાળીને ગામમાં પલાયન કરી ગયો. ઘરે જઇને ખાટલામાં પડયો પડયો વિચારવા લાગ્યો કે અમે ખરેખરૂં કઉતક હાથ કર્યું સે. બીજી તરફ ખળાવાડમાં જે ગંજીમાં બત્તી છુપાવી હતી તેમાં થોડી વારે મોટો ભડકો થયો.

આગ...આગ એવું આખા ગામમાં બુમરાણ ઉઠયું. લોકો આગ બુઝાવવા મહેનત કરવા લાગ્યા. સમળસંગ બાપુ અને બાલકદાસ તે ઠેકાણે આવી પહોંચ્યા. આગ વધતી જતી હતી. પવનને સુસવાટે એક ગંજીમાંથી બીજી ગંજીમાં લાગતી હતી લોકો હાય....હાય કરતા હતા. ત્યારે બાલકદાસ અને સમળસંગ શું કરતા હતા?

અલ્યા બાલકદાસ! ફાટતો ખરો એલ્યુ સુરજનું બસુ કયાં સંતાડયું સે?

બાપુ! હું કઇ જુગનો ગોતું છઉં પણ મને જડતું નથી.

સંઘના લોકો પણ આગનો દેકારો સાંભળીને જાગી ઉઠયા હતા. તેઓએ બત્તી જોઇ નહિ એટલે જાણ્યું કે આગ લાગી એ ઠેકાણે કોઇ કામે કાજે લઇ ગયા હોય એવા અટકળે તેઓ ત્યાં આવી ઉભા હતા. તેમાંથી એક જણાએ સમળસંગ અને બાલકદાસની વાતો સાંભળી. તેઓ કળી ગયા કે બત્તી કોણે ચુસ કરી અને આગ શી રીતે લાગી?

એ ! મુખીઓ અમારી બત્તીને સુરજનું બચ્ચુ ધારી તમોએ આ ખડમાં સંતાડી દીધી હશે એટલેજ આ લંકા થઇ.

હવે જા લંકાવાળીના ? બત્તી કોણુ જાણે કયાય જનાવરનું નામ હશે.

સંઘવાળાઓએ જાણ્યું કે કરેલી કરણીનુ ફળ તેઓને મળી ચુકયું છે એટલે તેઓ ત્યાંથી ચાલ્યા ગયા. અને ગામની તમામ ગંજીઓ બળીને ખાખ થઇ ગઈ.

બીજી પ્રભાતે સબળસંગ બાપુએ લમણે હાથ દઇને બાલકદાસને કહ્યું.

માળું બાલકદાસ ! રાતે આપડાથી ભુલ તો થઇ ગઇ સે હો. ઇ સુરજનું બચ્ચુ નૈં પણુ શેર ગામનો દીવોજ હશે.

હવે જે હોય ઇ ગઇ ગુજરી સંભારો મા બાપુ. બાલકદાસે દિલાસો દીધો.

તે બંજણાએ વાત ઘણીયે છુપાવી પણુ રેતાં રેતાં લોકોના જાણુવામાં સઘળી બીના આવી ગઇ કે સુરજનું બચ્ચુ સબળસંગ બાપુએ ત્થા બાવા બાલકદાસે ગંજીમાં સંતાડીને તે ઠી આગ લગાડી થી.

## પ્રકરણુ.-૩ જું.

સબળસંગ બાપુ મેમાનોથી બહુ બીતા હતા. મેમાનો આવતા તે તેઓને લગારે ઓઠતા નહિ. કયારેક તો તે પોતેજ તેનું ઘર પુછતા આવનારને સંભળાવી દેતા કે સબળસંગ બારગામ ગયા સે.

એમના ઘરવાળા પણ ભારે રમુજી હતા. એક વખત એક ચારણને સબળસંગ બાપુએ ભુલે ચૂકયે જમવાનું નોતરૂં આપી દીધું. તેઓએ પ્રભાતને પહોર ઘરે સંભળાવ્યું કે

આજ બારગામથી એક ગઢવું આવ્યું સે. ઇ આપડે ઘરે જોહુવા આવવાનું સે મારે વાડીએ જાવાનું સે માટે એને બરાબર જમાડી દેજો. જરાયે કચાશ રાખશોમા કારણ કે મારો ખાસ નાતાદાર માણહ સે. અમે નાના હતા તઈ દારે છાણા સોરવા જાતા એવી ભલામણ કરીને તે વાડીએ ચાલ્યા ગયા. ઘરે એના ઘરવાળાએ શું કર્યું ? આખા ગામના સાંબેલા માંગી આવ્યા. શહેરના લોકોએ સાંબેલા નહિં જોયા હોય તે એને સમજાવવું જોઇએ કે ગામડાના માણસો અનાજ ખાંડવા માટે ગોળ થંભલીઓ જેવા જાડા એક જાતનું ઓજાર રાખે છે તેનુંજ નામ સાંબેલું.

એવા સાંબેલાની ચારે દિવાલોએ હાર કરીને સબળસંગના ઘરવાળા મેમાનની વાટ જોતા હતા એવે મેમાનની પધરામણી થઇ. પધ રે પધારે કહી બાઇએ ચાકળો નાખી દીધો. મેમાન ચાકળા ઉપર બેસીને ચારે તરફ જોવા લગ્યા તો એટલા સાંબેલાજ તેની નજર સ્કુાએ તરવરવા લાગ્યા. બા ! આટલા બધા સાંબેલા ઘરમાં શા સારૂ રાખતા હશો ? ચારણે આશ્ચર્ય પામીને પુછયું.

ગઢવા : એક વાર જમી લ્યો પછી કહું.

ચારણો હઠીલા હોય છે. મેમાને હઠ લીધી. ના પહેલા વાત કરો પછીજ કોળીઓ મોઢામાં મુકીશ.

ગઢવા! સાંભળ્યા પછી કોળીઓ મોઢામાં મુકવા નહિ ઉભા રહો. એ કરતાં છાનામાના જમી લ્યો તો સારૂં છે.

ના. ઇ તો મારે જાણવું છે કે આટલા બધા સાંબેલા રાખવાનું કારણ શું?

તો સાંભળો, પણ જો જો હો મારા ઘરવાળાને કેતા નૈં! તમે કોઇવાર એના મેમાન થયા સો?

ના આ પેલીજ વાર;

ત્યારે સાંભળો, ગામમાં જે કોઇ ભાટ, ચારણ કે સાધુ ફકીર આવે એને તાણ કરી કરીને ઘરે લાવે સારા સારા પકવાન કરીને ખવરાવે શે પણ પરભુ જાણે કોણ જાણે કેવી એ લત લાગી સે કે બિસારો ખાય ને ઉઠે કે તરતજ આમાંથી જે સાંબેલું એના ભાગ્ય માંલખ્યું હોય ઇ બેય હાથે ઝીંકે સે.

અરરરર......ત્યારે તો બા કેટલાયને મારી નાંખ્યા હશે? ગઢવાનું કાળજું ફફડવા માંડયું.

આનો એકજ ઘા માથામાં પડે પસી પાણી પીવાય રે કાય ખરો? તમેજ વિચાર કરોને સીધેધે સીધો જમરાજ ના દરબારમાં પહોંચી જાય ને?

સારૂં થયું માતાજી! આ વાત તમે મને જણાવી. ભગવાન તમારૂં ભલું કરશે મને આ ઘરમાંથી તો શું ગામમાંથીયે નીકળી જવા દયો. કહેતાને ગઢવો ઉભા થયા.

અરે પણ થોભો તો ખરા? જમ્યા વિના જાવ તો મરા સમ છે. ના જમવાનું ચોંચ્યું. મને જાવા દે માવઠી. કહીને મેમાને મુઠીઓ વાળીને મંડયા ભાગવા. ગામમાં તેનું ઘોડું બાંધ્યું હતું ત્યાં ગયા અને જટ જટ ઘોડું તૈયાર કર્યું ગામ બાર મારી મૂકયા.

ગઢવો ગયો તે પછી થોડીવારે સબળસંગ બાપુ ઘરે આવ્યા. કાં! મેમાન જમી ગયો? ઘરમાં પગ મૂકતાંજ તેણે પૂછ્યું.

શું જમે રાખ, આવાને આવા ભૂપ કયાંથી લાવો છો?

પણ કેતો ખરી શું થયું?

રીંહાઈને ભાગી ગયો.

પણ કાંઇ કારણ?

જુઓ આજ ગામમાં સુતાર આવવાનો સે. આ સાંબેલા સમા કરાવવા બધા આપડે ઘરે મુકી ગયા સે. ગઢવાએ ઘરમાં પગ મુકતાંજ પહેલ વહેલી નજર સાંબેલાઓ ઉપર નાંખી. મને કે સાંબેલુ દે તોજ ખાઉં?

તે દેવું થું ને?

શું દેવું થું? એમ પારકુ સાબેલું દઇ દેવાય?

પણ મારો ભાઇબંધ ભુખ્યો જાય ઇ કાંઇ ઠીક કેવાય? જેનાં હશે એના નવા ઘડાવી દેશું. એને બિચારાને કેટલું માઠું લાગ્યું હશે? એવો કકળાટ કરતાં સબળસંગ બાપુએ ઘોડી તૈયાર કરી અને જેકરણી! કહી ઘોડીના પીઠ માથે ચડી બેઠા. બે સાંબેલા લાવ જોઉં! કહીને તેણે હાથ લંબાવ્યા.

પણ પારકાં ?

રે...રે....પારકાંવાળી નૈં તો અબ ઘડીએ નાક સોટલો કાપીને કાઢી મુકીશ.

બાઇએ ચુપચાપ બે સાંબેલા અપાવી દીધા, બેય ખભે બેય સાંબેલા મારીને બાપુની સ્વારી ઉભી બજારે ચાલી નિકળી. ગામના લોકો પૂછવા લાગ્યા, બાપુ આ શું ?

આ મેમાન રીહાણો એને તે મનાવવા જાઉં સ. એવો જવાબ આપીને એણે ઘોડી મારી મુકી.

ગોમતીપુરમાંથી ભાગી છુટેલો ચારણ વન વગડામાં એનું ટારડું ઘોડું ઘોડવે જાય છે, પણ પેટમાં ફડકો માતો નથી એને હજીયે બ્હીક હતી કે વખતે સબળસંગ બાપુ પછળ પડે એટલે વારે વારે પાછું વાળી જોતો જતો હતો. એવે એણે આઘે આઘે ખભે બે સાંબેલા મારીને સબળસંગ બાપુને આવતા જોયા.

આવ્યો મારો કાળ આવ્યો. એમ કહી એણે ટારડીને વધારે વેગમાં હાંકવા માંડી પણ કેટલેક જાય ? પાછળ સબળસંગની ઘોડીના સુસવાટા થાય છે. ચારણને કાને સબળસંગના પડકારા સંભળાય છે

અલ્યા ઉભો રે....ઉભો રે....અને વારાફરતી બેય સાંબેલા ઉંચા કરી કરી એને દેખાડીને સાન કરી રહ્યા છે કે રીહાંઇ જા મા....આ લાવ્યો છઉં. લેતો જા....લેતો જા...

ચારણે ઘણીયે ઘોડી હાંકી પણ સબળસંગ બાપુ આવી ગયા. એ સબળસંગ બાપુ ! તમારી મા. તમે વળીય

ચારણોને સાંબેલે ઠાર કરી નાખ્યા છે પણ દયા કરીને મને જીવતો જવા દયો !

અલ્યા પણ હું તને મારવા કયાં આવ્યો છઉં ?

ત્યારે આ બે સાંબેલા લઈને શું કરવા આવ્યા છો ?

ઈ તો ઘરેથી કીધું કે તેં સાંબેલું માંગ્યું ને ઘરેથી નો દીધું એટલે તુ રીંહાઇને ઘરેથી ભાગી નિકળ્યો સો. એટલે તને સાંબેલા દેવા આવ્યો છઉં

ચારણ હવે બધોય ભેદ સમજી ગયો. તેના ખોળીઆમાં નવો જીવ આવ્યો. તે પાછો સબળસંગ બાપુ સાથે તેને ઘરે ગયો. અને તેના ઘરવાળા સ્હામે હાથ જોડીને બોલ્યો, આજ લગી હું જાણતો થો કે મારા સબળસંગ બાપુ એકલાજ ડીંગ મારતા હશે પણ થોડુંક થોડુંક તમેય જાણો છો ખરા. ઇ તો મલક બધો ખોટો સે. હાલ્ય ખાઇ લે. કહીને સબળસંગ બાપુએ સાથે જમવા બેસારી દીધો.

ગોગતીપુરમાં સબળસંગ બાપુની આવી ધમાલો નિરંતર ચાલ્યા કરતી.



## પ્રકરણ-૪ થું

બાલકદાહની માને બઉ મંડવાડ સે. સત્યશંકર શાસ્ત્રીએ સબળસંગ બાપુને સમાચાર કહી સંભળાવ્યા.

એલા બાલકદાહની મા. ઇ આપણીયે મા, તું આ ઘડીયે ને આ ઘડીયે જા વૈદને તેડી આવ્ય. હું પરમાણીકદ હને લઇ બાલકદાહને ઘરે જઇ પોગું સઉં.

એમ બોલતા સબળસંગ બાપુ ઉઠયા. દુકાનેથી પરમાણીકદાસને સાથે લઈ ઉતાવળે પગે બાલકદાસને ઘેરે ગયા. બાલકદાસની માતા બિમાર હતી. તે ખાટલા પર સૂતી હતી. બાલકદાસ ખાટલા નીચે બેસી માતાની ચાકરી કરતો હતો તેવામાં તેણે બાપુને જોયા.

કેમ આજ તો આ ગરીબ બાવાના ઝુંપડામાં પધરામણી કરી ને કું ?

હવે જા ભલા માણુહ તું કેવો રેઢીયાર સો. તારી માને અટલો બધો મંદવાડ તોય અમને બોલાવ્યા નૈ!

ઠીક ત્યારે તમો મારી માની ખબર પુસવા આવ્યા હુશો !

ખબર પૂસ્યે શું ખાખરા થાય, અમે તો સાકરી કરવા આવ્યા સે હ, શાસતરીને વૈદ પાંહે મોકલ્યો સે. હમણાં રે વૈદને તેડી લાવહે.

સબળસંગ બાપુનાં મોઢામાં હજુ તો ઉપલા વેણ હતા એટલામાં શાસ્રી વૈદ સાથે આવી પહોંચ્યો. વૈદે ડોસીની નાડય જોઈ. ત્રણચાર જાતના ઉકાળા સાથે લાવ્યો હતો તેમાંથી એક ઉકાળો આપ્યો અને જતી વખતે કહ્યું.

આ દવા ડોશીને ખુબ હલાવીને પાજો.

એટલી ભલામણ કરી વૈદ ગયો. એના જવા પછી બાલકદાસ બોલ્યો, સબળસંગ બાપુ અને શાસતરી તમે પકડો ડોશીના પગ અને હું ને પરમાણીકદાહ પકડીયે આંસ. પેલા ખુબ હલાવી લઈયે ને પસી આ ઠીંઠીમાંથી દવા ડોશીને પીવડાવી દઈયે.

સબળસંગ તથા શાસ્ત્રીએ મળીને ડોસીના હાથ પકડયા અને બાલકદાસ તથા પ્રમાણીકદાસે ખંભા ઝાલ્યા. ચારે મળી જોર જોરથી મંડયા ડોશીને હલાવવા. ડોશીએ તો ચીસો પાડવા માંડી.

એ મુવાઓ મરી ગઇ, રેવા દયો, રેવા દયો.

હું....અ દવા કડવી લાગતી હશે. કહીને ચારેએ ખુબ હલાવી પછી જેટલી દવા હતી તેટલી તેના મોઢામાં રેડી. દવા બહાર ન નીકળી જાય એટલા માટે એક જણાએ ડોસીના મોઢા આડે લુગડાનો મજબૂત ડુચો રાખ્યો. થોડી વારે ડુચો કઢાવી લઇ ચારે જણા ખાટલાને ચારે પાયે બેસી ડોસી તરફ એકી નજરે નિહાળવા લાગ્યા.

એલા જોઇ હું રહ્યા સો. ? આ ડાહી માથે માખું બણબણે સે. સબળસંગ બાપુએ ડોસીમા ઉપર બે ચાર માખી બેઠેલ જોઇ કહ્યું.

બાલકદાસ એક કપડાનો કકડો હાથમાં લઇ તેના વડી માખીઓ ઉડારવા લાગ્યો.

માળા મુરખ ઘરડો થયો તોય અક્કલનો સાંટોજ આવ્યો નૈં. એમતે માખુ ડાહીને દુખ પડવા દેહે.

તયે ?

થોડોક ગોળ લાવ્ય જોઉં, સબળસંગ બાપુએ થોડો ગોળ મંગાવ્યો. બાલકદાસ ગોળ લાવ્યો એટલે સબળસંગ બાપુએ એક વાસણમાં ગોળનું પાણી કર્યું. પછી તે પાણી ડોસીપર છાંટયું.

લ્યો હવે હું હુકના જોડા હાથમાં લ્યો જોઉં સમ-
ળસંગ બાપુના મોઢામાંથી હુકમ છુટ્યો.

ચારે જણાના આઠે હાથમાં જોડા રૂપી હથીયારો લીધા.
હવે હું એક બે ને ત્રણ કઉં ઇ ઘડીયેજ ડોશીના અંગમાથે
જ્યાં જ્યાં મંખુ જુવો ત્યાં ત્યાં જોડા ઝાપટજો.

ઓહો, આતો ગામ બધાની માંખુ મારી નાખવાની
બાપુએ જુક્તી ગોતી કાઢી. બાલકદાસ બાપુની યુક્તિ કળી
જઈ હર્ષથી પોકારી ઉઠયો.

એક બે અને ત્રણ બાપુના મોઢામાંથી અવાજ છુટ્યો.
એ સાથેજ ડોસીના કૃષ અંગમાથે પોણા બશેર શેરના આઠ
ખાસડાં પડયાં. માખુ મરી એ પહેલાં તો ડોશીમાયે સ્વર્ગે
સંચરી ગયા.

બાપુ ! મા તો મરી ગયા !

ભાગ્યશાળી થઇ ગયા. હરડા કરતા મટયા. હાલો
હવે જટ સમશાને લઇ જવાની તૈયારી કરો. સમળસંગ
બાપુએ સમયનું ભાન કરાવ્યું.

બાલકદાસે જટ જટ નનામી તયાર કરી ગામમાંથી
બીજા માણહ બોલાવવા સે ?

નારે આપડે ચાર જણા કેવા સંઇ, હાલો કહેતાકને
ડોસીને નનામીમાં સુવરાવી.—બાપુએ ઉઠાવી.

અરે પણ શબને બાંધો તો ખરા. શાસ્ત્રીએ કહ્યું.
હવે એમાં બાંધે હું, હાલો જટ, બાલકદાસને જણાવ્યું.

ચારે જણા ડોસીની નનામી લઈ ચાલ્યા. માર્ગમાં બોરડીનું ઝાડ આવ્યું તે ઝાડ નીચેથી પસાર થતાં ડોસીનું શબ બોરડીમાં ભરાયું. આપણા ચારે અક્કલના ઓથીમીરા. ઓ. એ કરતા ખાલી નનામી લઇ સ્મશાન જઇ પહોંચ્યા. શબ તો બોરડીમાં જઇ ભરાય રહ્યું.

અચ્યા આમાં ડોશીનું શબ નથી સ્મશાનમાં જઇ નનામી નીચે મુકતાં સાથેજ શાસ્ત્રીજીએ ચીસ પાડી.

એલા કોણ લઇ ગયું હશે? સબળસંગ બાપુએ પૂછયું.

બાપુ! ડોહી મંતર જંતર જાણનારી હતી, કયાંક મંતર ભણીને અલોપ થઈ ગઇ હશે! બાલકદાસે આશ્ચર્યથી ભવાં ચઢાવીને જણાવ્યું.

તો જા જયાં હોય ત્યાંથી ઝટ ગોતી લાવ્ય. જો તારી ડોહી નો મળે તો બીજાની; મરેલી નો મળે તો જીવતી પણ કોઇને લઇને આવજે. સબળસંગ બાપુએ બાલકદાસને હુકમ કર્યો. બાલકદાસ ઉપડયો. ત્રણ જણા ચિતા ખડકવા લાગ્યા.

બાલકદાસ ડોશીના શબને ગોતી ગોતીને થાકયો પણ કયાંઇ પતો લાગ્યો નહિ. તેણે ગામના પાદરમાં એક જીવતી ડોશીને ચાલી જતી જોઇ દોડીને એનેં પકડી.

હું જવાન નૈં મરડી સઉં. દીકરા મને કયાં ઉપાડી જાસો? બુઢી બૂમ પાડી ઉઠી.

સમશાનમાં કહી બાલકદાસ તેને ઉંચકી દોડવા માડયો. સમશાનમાં જઇ બાપુને કહ્યું, બાપુ! આપડી ડોહી નો મળી બીજાની લઇ આવ્યો સઉં.

જેની હોય એની આપડે તો એક ડોહીનું કામ સેને ? કહીને ડોશીને ચીતામાં જીંકી અગ્નિ ચેતાવ્યો. ડોસી બૂમો પાડવા લાગી. ભાગી છુટવા માટે ઘણા ધમપછાડા કરવા લાગી પણ વ્યર્થ. આપણા ચારે બાહબ ધોએ કરડી મરડીને એ બિચારીને જીવતીને જીવતી ચિતામાં જગવી દીધી.

ડોસીને બાળી તેઓ સ્નાન કરી પાછા ગામ તરફ જતા હતા તેવામાં પેલી બોરડી નીચેથી પસાર થતાં ડોસીમાને ઉંધે માથે લટકતા દીઠાં.

માળું બાલકદાહ ? ડોહી તો આંઇ બોરડી માથે લાગે સે. સબળસંગ બાપુ અજબ થતાં બોલી ઉઠયા.

હા, હવે કેમ કરહું !

હાલો એને ય બાળતા જાઈ "એકના ગોવાળ એમ બીજીનાય ગોવાળ" એમ કહી ડોસીના શબને બોરડી પરથી ઉઠાવી લઈ ફરી શમશાનમાં જઇ અગ્નિદાહ દઈ આવ્યા. ફરી માથાબોળ સ્નાન કરીને ઓ....હરતા ગામમાં ચાલ્યા ગયા.

જયારે ગામના માણસોના જાણવામાં એ વાત આવી કે આ અક્કલના ઓથમીરોએ બાલકદાસની માતને એકલી મૂર્ખતા બતાવી ઇશ્વરના દરબારમાં મોકલાવી દીધી છે. અને એને બદલે એક જીવતી ડોહીને બાળી દીધી છે. ત્યાર તેઓ ચારેને ભારે ઠબકો દેવા લાગ્યા. પણ સબળસંગ-બાપુએ તેઓને ધમકાવી કહાડયા કે—

માળા તમારામાં અકકલનો છાંટોજ કયાં બળ્યો સે. બાળકદાહને એવી ઘરડી મા નોતી જોતી એટલે એને મરવા દીધીને. બીજીને જીવતી બાળી ઇ તો ડોહીની ગોઠણ હતી એટલે પરાણે એની હેળી બળી મુઇ ઇમાં અમો હું કરીયે ?"

## પ્રકરણ—૫મું

આ મલક બધામાં ડુંગરા ને આપણા ગામમાં ડુંગરા ને.
એક દિવસ બાલકદાસ, સબળસંગ, પ્રમાણીકદાસ અને શાસ્ત્રી
જીના મંડળ વચ્ચે એ શોકજનક પ્રશ્ન ઉપસ્થીત થયો.

બાલકદાહુ ! ગોમતીપુરની સીમમાં ડુંગરા નથ ઇ વાત
હાચી ભે આપડે ડુંગરના બી લાવી વાવીયે તો ડુંગરા
ઉગી નિકળે. સબળસંગ બાપુએ હાંકી મુકી.

બાપુ ! ડુંગરા ઉગતા હશે ? શાસ્ત્રીએ પૂછયું.

મેનત કરીયે તો બધુંય ઉગે. બાપુએ જણાવ્યું.

એના બી કયાં મળતા હશે ?

ઇ કોકને પૂસવું પડહે. સબળસંગ બાપુએ જણાવ્યું.
બીજે દિવસે તેને યાદ આવ્યું કે પ્રતાપગઢના ઠાકોરની
સરહદમાં ઘણા ડુંગરા છે એટલે તેની પાસે બી હશે તેણે
એક ખેપીયો મોકલી પ્રતાપગઢના કારભારીને કહેવરાવ્યું કે
અમારા ગોમતીપુરની સીમમાં ડુંગરા નથ. તો મેરબાની
કરીને થોડાક ડુંગરાના બી મોકલજો. અમારે અમારી
શીમમાં વાવેતર કરવું સે. ”

જ્યારે સબળસંગ બાપુનો સંદેશો પ્રતાપગઢના કારભારીએ
સાંભળ્યો ત્યારે તે સમજી ગયો કે આવી માગણી કરનાર માણસ
અક્કલનો ઓથમીર હોવો જોઇએ ! તેણે આવેલ માણસને કહ્યું.

ભાઇ ! તું તારા સબળસંગને જઇને કહે કે ડુંગરના
બી મફત મળતા નથી. જો તેને જોતા હોય તો એક બીના
એક સો રૂપીઆ મોકલે.

એપીયાએ સબળસંગ બાપુ પાસે જઈ કારભારીએ કહેલ વાત કહી સંભળાવી. તેણે તથા બાલકદાસે મળીને બીજે દીવસેજ ખરડો કરવા માંડયો. ગામના માણસોએ જાણ્યું કે 'ખરડો કરી જે પૈસા એકઠા થશે તે પૈસા વડે સબળસંગ અને બાલકદાસ ગામમાં કથા કીર્તન કે હોમ હવન કરાવવાના હશે. એવા અનુમાને ગામના તમામ માણસોએ ફાળામાં યથાશક્તિ પૈસા ભર્યા. એક અઠવાડીયામાં તો બાપુએ ચારસો રૂપીઆ એકઠા કર્યા. તે પેલા માણસને આપી કહ્યું

જા, પ્રતાપગઢના કારભારીની સાતીમાં આ ચારસેં રૂપીયા સોડીને. ડુંગરના બી લઈ આવ્ય.

માણસ ગયો. તેણે પ્રતાપગઢ જઈ કારભારીને ચારસો રૂપીઆ આપ્યા કારભારીએ તેને ચાર મોટા પાણા પકડાવી દીધા. તે લઈને પેલો ગોમતીપુર આવ્યો.

સબળસંગ બાપુએ ગામના પાદરમાં ખાડા ખોડાવ્યા. તેમાં ખૂબ ખાતર ભરીને ડુંગરનાં બી વવરાવ્યા અને પછી મંડયા પાણી પાવા. છ મહીના માથાકુટ કરી પણ ડુંગરના—બી ઉગ્યા નહિ. ગામના લોકોએ કહ્યું.

ભલા માણસ! કયાંઈ પાણા તે ઉગતા હશે ?

કેમ નો ઉગે! ગામ આખા પંડે ભીખ માંગી ચારસેં રૂપીયા ભેળા કરી આ બી વેચતા મંગાવીને વવરાવ્યા સે. સબળસંગ બાપુએ જણાવ્યું.

ગામના લોકો સમજ્યા કે આપણા પૈસા પાણીમાં ગયા. આ અક્કલના ઓથમીરાએ ડુંગરા ઉગાડવાની આશાએ ચારસો રૂપીઆમાં ચાર પાણા મંગાવ્યા કોઇ તસ્કર તેઓને બનાવી પૈસા પડાવી ગયો.

આપણા અક્કલના ઓઠમીરો ગોમતીપુરમાં આવીને આવી ધમાલો નિત્ય ચલાવતા. તેઓ મૂર્ખ હતા ગ્રામ્ય જનોના વખતોવખત નુકશાન કરતા, છતાં તેઓ પ્રજાને પ્રેમ હુલાવતા. તેથી ગોમતીપુરમાં ચારે ભાઇબંધો પૂજાતા. લોકોમાં માનીતા ગણાતા હતા.

એક દીવસ ગોમતીપુરના ચોરા પર ગામના સામટા માણસો વચ્ચે બેસીને સબળસંગ બાપુ ગપાટાને સપાટા મારી રીયા હતા તેવામાં તેના ગોવાળે આવી કહ્યું, બાપુ! આપડા પાડાએ કોઠીમાં પણી પીવા માથું નાખ્યું તે હવે નીકળતું નથી કેમ કહવું ?

મૂરખના જામ! એમાં મને પૂસવા હું આવ્યો ? આ લે તરવાર, પાડાની ઓડય કાપી નાખ્ય એટલે માથું નોખું થઇ જાહે.

ચોરા ઉપર બેઠેલા બીજા માણસો બાપુના આવા વેણ સાંભળી જાણી ગયા કે થઇ રહ્યું. બિચારા પાડાનું આવી બન્યું પણ ગમ્મતને ખાતર કોઇ કંઇ બોલ્યા નહિ અને બોલે તોપણ સબળસંગ બાપુ માને એવા ક્યાં હતા ?

ગોવાળ તલવાર લઇ ગયો. પાડાનું માથું કાપી પાછો આવ્યો.

એલા કેમ થયું !

પાડાને ગુડી નાંખ્યો તોય માથું તો હજુ કોઠીમાંજ છે-

એમાં પુસવા હું આવ્યો. કોઠી ફોડી નાખ્ય એટલે માથું બારૂં નિકળી પડશે.

ગોવાળે તેમ કર્યું ત્યારેજ પાડાનું માથું કોઠી બહાર નિકળ્યું.

બેઠેલા માણસોમાંથી એક જણાએ પૂછ્યું, સબળસંગ બાપુ તમે પેલા પાડાનું માથું કપાવ્યું. એના કરતાં કોઠી ફોડાવી નાંખી હોત તો પાડો જીવતો રહેત.

હવે તમે આજકાલના સોકરા હુ હમજો. અમે આ ત્રણ ત્રણ વીહુ વરહ પાણીમાં નથ્ય નાખ્યા. ઇતો બધું કળ પરમાણે કરાય. પાડો મર્યો તો ભલે મર્યો પણ અક્કલ કેવી લડાવી ?"

સાંભળીને બધા ખડખડાટ હસી પડયા. બાલકદાસે કહ્યું. બાઇયું. તમે બધા ગમે એમ બોલો પણ મલકમાં સબળસંગ બાપુ જેવી અક્કલ કોઇનામાં નથી. અમે એના બાઇબંધ અમથા નૈં થયા હોઇએ ! એને પરતાપે તો મલકમાં અમારાયે નામ જાણીતા થયા સે.

સમજુ મનુષ્યો મૂર્ખોને કઇ રીતે સમજાવી શકે ? સઘળા ચૂપ રહ્યા.

માળું બાલકદાહ, તેં કોઇ દી શેર ગામની શેલ કરીસ કે નૈં ? એક દી ડાયરા વચ્ચે સબળસંગ બાપુએ હોકાની ઘુંટ તાણતા તાણતા બાલકદાસને પૂછ્યું.

નારે બાપુ! તમારે પૂન પરતાપે આપડે કોઈ દી ગોમતીપૂરની બાર પગ દીધો નથી.

તંયે હાલ્યને એક દી રામનગરમાં આંટો દઈ આવીયે.

બાપુ! માણહ વાતું કરે સે કે શેર ગામમાં સેગી મોટરૂં ને ઘોડાગાડીયું ગાંડીતુર થઈને રખડે સે ઈ વાત હાચી? સત્યશંકર શાસ્ત્રીજીએ પૂછ્યું.

અરે વાતજ પૂછ મા. પણ સતસંકર ઈ કોઈ માણહને પીલે નૈં હો. પ્રમાણીકદાસે વચ્ચેથી પાનીયું ઉપાડી લીધું. તેણે કોઈ દિવસ રામનગર જેવડું મોટું રળીયામણું શહેર તો નહિ પણ હજાર ઘરની વસ્તીવાળું ભાવનગર શેર જોયું હતું. એટલે બધાયે એને મોઢેથી શેર ગામનો મહીમા સાંભળવાની આશાએ એની સામે જેમ ઉંદર સામે બિલાડી તાકે તેમ નજર તાકી.

આ શેર ગામની મોટરૂં ને ઘોડાગાડીયું કોઈને પીલે નૈં એનું એક કારણ સે હો સબળસંગજી? ઘોડાગાડી હાલી આવતી હોય તયેં ટોકરી વાગે અને મોટર ઘોડી આવતી હોય તયેં ભુકારા થાતા આવતા હોય.

એવા ઈ વળી કેવા?

જય્ય હાભળ્યા? ભોંક, ભોંક, ભોંક

સમજાણું ઘોડાગાડીયુંમાં ઘોડા અને મોટર ગાડીયુંમાં ગધેડા જોડાતા હશે? સબળસંગ બાપુએ અટકળીયો બા કર્યો.

હો, હો, હો, કરતો પ્રમાણીકદાસ મોટેથી હસી પડયો. મોટર ગાડીમાં ગધેડા કયાં જોડઈ સે, ઈ તો એની મેળીયે દોડી જાય સે.

ભલા હાશું ! મુકય જોઉં મારે ગળે હાથ ? સબળ-સંગ બાપુએ અચંબાના સાગરમાં ડુબકી મારીને એની હંટીયા જેવી ડોક પ્રમાણીકદાસ તરફ લંબાવી.

તમારે ગળે હાથ ? પ્રમાણીકદાસે તેનો કરવતી જેવો કોમળ કર સબળસંગની લાંબી ડોક ઉપર ફેરવતા કહેલી વાતની સત્યતાનું સર્ટિફીકેટ બતાવી દીધું.

ભલા પરમાણુંકદાહ ! હાલો તંયે તમારા બધાનો વિચાર હોય તો આપડે ઠેર ગામની શેલ કરી આવીયીં. રામનગરમાં ઓહયો રાજા સેને ઇ સે આપડો ખાસ નાતા-દાર માણહ. એટલે ઉતારા પાણીનો વાંધો નૈં આવે.

બસ તંયે પછી હું વાંધો સે ? બાલકદાસે કહ્યું. અને બીજે દવસે રામનગરની. મુસાફરીએ નિકળવાનું નકકી થયું.

બીજા દિવસેની વ્હેલી પ્રભાતે આપણી મિત્ર ચોકડી તૈયાર થઇ ગોમતીપુર બહાર નિકળી. રામનગરને પથે પડી. સહુથી આગળ સબળસંગ બાપુ હતા. અત્યારે એણે જગન્નનાથીનો કોરો ચોરણો નેન સુખનું ટુંકુ કેડીયું અને માથે પેચદાર પાઘડી બાંધી હતી. બાપદાદાની રજવાડી રીત પ્રમાણે કમ્મરે ભેટ કસી હતી અને હાથમાં હોકો ને બગલમાં માનાસાઇ તલવાર દબાવી હતી. બાલકદાસે ભગવો જબ્બો, પાણકોરાની ધોતી અને માથે ભગવી ચીંથરીયા પાઘડી બાંધી હતી. એક હાથમાં ચીપીયો અને બીજા હાથમાં હોકો હતો. ગળામાં સામટી માળાઓ અને દોરા ધાગાઓ

ઉપરથી તે બાવા તરીકે આપોઆપ ઓળખાઇ આવતો. પ્રમાણિકદાસનો ઠાઠ જુદોજ હતો. એણે જીણી ધોતી, જાડો અંગરખો અને માથે પેચદાર પાઘડી મુકી હતી. તેમાં ટાંક-વીનાની ત્રણ ચાર લેખણો ખોસી હતી. એને જોનાર પહેલાજ નજરે ઓળખી શકે તેમ હતું કે આ કોઇ વણીક વહેપારી હશે. સત્યશંકર શાસ્ત્રીજીએ માથે એના દાદાના દાદાના વખતની બતી મુકી હતી. એમાં ત્રીસ ત્રીશ સાલ પહે-લાંનાં જુના પુરાના ટીપણાં ખોસ્યા હતા. એના એકલાનાજ હાથમાં હોકો નહોતો. જો કે તે પોતે હોકો પીતા ખરા!

એવા ઠાઠમઠથી સબળસંગ બાપુની સવારી રામનગર તરફ જવા લાગી. માર્ગમાં થાકે ત્યાં વીસામો ખાતા અને ગપ્પાટા જુડતા તેઓ મજલ દર મજલ કરતા ચાલ્યા જતા હતા. સબળસંગ બાપુ રાજા જેવા દેખાતા. પ્રમાણીક દાસ તેના દીવાન હોવાનો ખ્યાલ આપતો. બાલકદાસ રાજ ગુરૂ જેવો લાગતો અને સતશંકર શાસ્ત્રી રાજ પુરોહીત હોય એવી છાપ પાડતો હતો.

આખો દિવસ મુસાફરી કરીને છેક સાયંકાળને સમયે તેઓ એક ગામને પાદર આવી પહોંચ્યા. આજની રાત આ ગામમાં ગાળી પ્રભાતે આગળ મુસાફરી કરવાનો મનસુબો કરીને તેઓ ઉતારાની શોધ કરવા લાગ્યા. પૂછતાં પૂછતાં તેઓને પત્તો મળી ગયો કે ગામ બહાર મુસાફરોને ઉતરવાની ધર્મશાળા છે. તુરતજ ચારે જણાએ ધર્મશાળા ગોતી કાઢી તેમાં જઇ ધામો નાખ્યો.

ધર્મશાળામાં ધામા નાંખ્યા પછી બાવા બાલકદાસે વાત ઉચ્ચારી, સબળસંગ બાપુ! ભુખ ખરેખરી લાગી સે, પેટની પુંજા કરી લીધા વીના કોઇને ઉંઘ આવવાની નથી. સતશંકર શાસ્ત્રીએ એની વાતને ટેકો આપ્યો પણ પૈસા આપવાની વાત ઉરાડી દીધી. શિવ, શિવ, શિ....વ એણે એ ટે ખોટો ખડીયામાં હાથ ફેરવી પોકાર પાડ્યો. બસુડાની બાને મેં દહવાર કીધું તું કે મારા ખડીયામાં પાંસ પશીસનું પરચુરણ ને પાંસ પશીસ રોકડા નાંખજે પણ રાંડ શાંઠી રાંડે એક પાઇ પણ નાંખી નથી.

હશે ભુલી ગઇ હશે. શાસ્ત્રીજી આવી કાળી રાતે તમે બામણ ઉઠીને હરાપ આપો મા નૈં તો કયાંક હાસો પડશે? પ્રમાણીકદાસે શાસ્ત્રીજી ઉપર આશ્વાસનની અંજલી છાંટી.

મળું તારે કેમ થાહે? એલા બાલકદાહ તું ખાવાની વાત કરે સો પણ કાંઈ હારે નાણું પાણી લાવ્યો સો કે નૈં?

બાપુ! તમ જેવા મોટા માણહ હારે હોય તંયે હું ભીખ માગનારો બાવો હારે નાણું પાણી શું કરવા વેંઢારૂં? બાલકદાસે બાપુને માથે ફૂલ ચડાવી દીધા.

એલા પરમાણીકદાહ! તારૂં ગજવું કોઇ દી ખાલી નો હોય!

બાપુને ગળે હાથ. ઘરેથી કોથળી તૈયાર કરી કરીને લેતાં વંહરી ગયો સહુ.

તો કાંઇ નૈં ખવું તમારે બધાને ને હું એકલો પેહા ચેનો દઉં? બાપુએ હઠ પકડી.

" પ્રમાણીકદાસ, સત્યશંકર અને બાલકદાસ સમજી ગયા કે બાપુનો બીજાજ ગયો તો આખી રાત ગોકળ આઠમ કરવી પડશે. એટલે એક પછી એકે ફેરવી તોળી. બાવા બાલકદાસ કરકરીયાવાળી એક આની એની લોટ માગવાની કોથળીમાંથી કાઢી બોલ્યો,

બાપુ! આ એક આની તો મારી પાંહેથી નીકળી.

એલા તું જો જોઉં. સબળસંગે શાસ્ત્રીને કહ્યું. સત્યશંકરે બે બેવડીયા અને એક એકપઠીયું મુક્યું. અમારી પાંહે પાંસ પાઇ પહીસે પ્રમાણીકદાસે એક પૈસો અને બે પાઈ કહાડયા.

સબળસંગ બાપુએ બધા પૈસા ગણી જોયા તો દસ પૈસા અને બે પાઇનો કુલ સરવાળો થયો, તેમાં રૂપાની બેઆની તેણે પોતે ભેળવી અને ચાર આના આઠ પાઇની સીધા સામગ્રી મંગાવી. સીધું લેવા પ્રમાણીકદાસ ગયો હતો તેણે પોતાની પાંચ પઇ જુદી તારવી લીધી એટલે સીધા સામગ્રી તો માત્ર સવાચાર આનાનીજ આવી.

સત્યશંકર શાસ્ત્રીએ ઝટ ઝટ મંગાળો ચેતાવી રસોઇ બનાવી નાખી, રસોઇમાં માત્ર ત્રણ લાડુ, ત્રણ ઢેબરા અને થોડું શાક. રસોઇ તૈયાર થઇ એટલે શાસ્ત્રીએ ભઇબંધો પાસે જઇ કહ્યું,

ચાલો જમી લ્યો.

જોઉં રસોઇ ? કહી સબળસંગ બાપુએ સઘળી રસોઇ તપાસી લીધી. એલા સંતશંકર ! એમાંથી બે લાડવા ને બે ઢેબરા મને દઇ દે.

તો બાકી રહે એક લાડવો અને એક ઢેબરૂં એમાં હું શું ખાઉં અને આ બે જણાને શું દઉં ?

તમારૂં તમે જાણો પેલા મને પીરહી દયો. સબળસંગ બાપુએ જોહુકમી ચલાવી. તેની સામે ત્રણે ભાઇબંધોએ સત્યાગ્રહની લડત આદરી. અંતે ઉભય પક્ષે સમજુતી ભરી સલાહ કરી. બાલકદાસે એના જમણા હાથની આંગળી ઉંચી કરી કહ્યું.

જવો ભાઇયું ! આપડે એમ કરો. અટાણે આમને આમ ભુખ્યા સુઇ જાવ ઉંઘમાં જેને સાવમાંથી સારૂં સપનું આવે ઇ દોઢ લાડવો ખાય ને બાકીના ત્રણ જણા અડધો અડધો લાડવો ને અડેકું ઢેબરૂં ખાય.

હા. જો આ રીતે કરવા બધા કબૂલ થાય તો આપડો કજીયો મટી જાય. પ્રમાણીકદાસે મત આપ્યો.

બીજાઓએ પણ એ શરત કબુલ મંજુર સહી રાખી. રસોઇ ઢાંકીને ચારે જણા સુઇ ગયા. થોડીવારમાં બાલકદાસ, સત્યશંકર અને પ્રમાણીકદાસ ત્રણે નિંદ્રાધીન થયા પણ સબળસંગ બાપુને ભુખ્યા નિંદ્રા આવી નહિ એ તો જાગતાજ રહ્યા. જ્યારે ત્રણે મિત્રોના નસકોરાના નાદો તેને કાને અથડાયા ત્યારે તે પથારીમાંથી ઉઠયા. એક ચક્કર લગાવી જે સ્થળે રસોઇ ઢાંકી હતી ત્યાં લગી જઇ આવી પાછા પથારીમાં પડયા. થોડીવારે રામ રામની રટના કરતાં નિંદ્રાધીન થઇ ગયા.

બ્હેલી પ્રભાતે સહુથી પહેલો બાલકદાસ જાગ્યો. તે બહુજ ભૂખ્યો થયો હતો. તેણે મિત્રોને જગાડયા અને કહ્યું. "ભાઈઓ! એક પછી એક પેત પોતાના સવપ્નઓની વાતો કહી સંભળાવો એટલે જમવાનો નિર્ણય થઈ જાય.

પેલો તુંજ તારા હપનાની વાત કરને. સબળસંગ બાપુએ તેનેજ પ્રથમ તેનું સવપ્ન કહી સંભળાવવા જણાવ્યું.

બાલકદાસે ઉભડક બેસી વાતની શરૂઆત કરી. હું સૂતો ને થોડીવાર થઈ એવે સપનામાં એક શંકરનો ગણ મારી પાંહે આવી બોલ્યો કે-" હાલો કૈલાહમાં શંકર મારાજે આજ તમને મેમાની આપવા બોલાવ્યા સે. સાંભળીને હું રાજી રાજી થાતો એની હારે કૈલાહમાં ગયો. કૈલાહમાં શંકર ભગવાને તથા પારવતી માતાએ મને મીઠો આવકાર આપ્યો. બત્રીસ ભાતનાં ભોજન જમાડીને શંકર મારાજે તાંડવ નાસ દેખાડી મને રજા આપી. એટલે હમણાંજ હું જાગ્યો ને તમને ત્રણેને જગાડી દીધા

એલા તને? સબળસંગ બાપુએ પ્રમાણીકદાસને પૂછ્યું. તેણે કહ્યું. હું ઉંઘમાં પડયો ને પછી થોડીવારે એવું સપનું આવ્યું કે જાણે એક ઘેર જંગલમાં જઈ ચડયો જ્યાં મને બહુજ તરશ લાગી એટલે એક કુવા ઉપર પાણી પીવા ગયો. મારી પાસે દોરી લેટો હતા તેનાથી હું પાણી ખીચતો હતો એવે કુવાનો કઠેરો તૂટયો. હું કુવામાં ઉછળી પડયો. પણ અંદર નજર કરૂં સઉં તો એક સુંદર મોલ દેખાણો.

ઈ મોલની ઓરડીમાં એક રૂપાળી છોકરી સોનાની હીંડાળા ખાટચ માથે હીંસકતીથી એણે મને આવકાર આપી હીંડાળે બેહાર્યો. મેં પુસ્યું તમે કુણ સો? ઇણે જવાબ દીધો હું નાગકન્યા સઉં ને તમારૂં રૂપ જોઇ તમને વરી સુકી સઉં એમ કહીને એણે તો મને સોના રૂપાના ઠામમાં જમાડયો ને મને રીજવવા માટે હાથમાં પચરંગી વીજણો પકડી મને વાહર નાખતી ગાણા ગાવા મંડી. ઇ સાહ્યબીની શી વાત કરૂં? આખી રાત નાગકન્યા હારે મજા કરી તમે મને ઉંઘમાંથી જગાડયો તયેંજ ઈ મજા બગડી ગઇ.

પ્રમાણીકદાસની વાત પુરી થઇ રહી એટલે સત્યશંકર શાસ્ત્રીનો વારો આવ્યો. એણે જણાવ્યું "ભાઈયું મેં આજ રાતે સપનામાં જે મોજ માણીસે ઇ મોજ દુનીયામાં કોઇ માણસે તો હું, આકાહના દેવતાવેય નૈં માણી હોય. જાણે સપનામાં હું ઇંદર મારાજની કસારીમાં ગયો. એક શિંઘાહણ ઉપર ઇંદર મારાજ બેઠા થા. એની હામે અપહારાઉ નાસ કરતી થી, બીજા ઘણા દેવતા ઇ નાસ જોવા આવ્યા થા ઇની વચમાં હું બેહી ગયો. નાસતાં નાસતાં અપહરાની આંખ મારી આંખ હારે મળી ગઇ. શાર નજર એક થઇ. થાતાં તો અપહરા મારી હારે પાણી પાણી થઈ ગઇ ઝટ ઝટ નાસ પુરો કરી મને કચેરીમાંથી મને ઘરે લઇ ગઇ ઘરને એક ખૂણે બેહારીને ઇણે મારા ગળામાં વરમાળા નાખી ને મને હાથ જોડી કેવા માંડી–હા, કો કે ના. અટાણથી હું તમારી હારે વરી સુકી.

મેં થોડી આનાકાની પછી એની વાત માની લીધી. અપહરાએ મને જમાડયો. પશી આખી રાત એની હારે મોજ માણી. બરોબર રંગ જામી રહ્યો થો ઇ વખતે આ અભાગીયા બાલકદાહે રાડય પાડી એથી હું જાગી ગયો.

બાલકદાસ, સત્યશંકર અને પ્રમાણીકદાસ અંદરો અંદર વિચાર કરવા લાગ્યા કે અમારા ત્રણ જણ જેવું સપનું સબળસંગ બાપુને નૈં આવ્યું હોય ! કયાથી આવે ? બાવા બાલકદાસે કૈલાસ રોકયો હતો. પ્રમાણીકદાસે નાગલોકમાં ધામા નાખ્યા હતા અને શાસ્રીજી ઇંદ્રલોકમાં જઇ પહો-ચ્યા હતા. હવે માત્ર મૃત્યુ લોકજ બાકી રહ્યો હતો. એટલે સબળસંગ બાપુનું સપનું આશ્ચર્યજનક કયાંથી નીવડે ?

બાપુ ! હવે તમારા સપનાની વાત કરો. બાલકદાસે સબળસંગને કહ્યું.

ઇ નો પુસો તો હારૂ. મારૂં સપનું તમારા ત્રણ જેવું હારૂ નથી પણ ખરાબ સે.

ભલે ખરાબ હોય ! ખરાબ હશે તો તમને અડધો લાડુ અને એક ઢેબરૂં મળશે. તયે સપનું કહી સંભળાવો એટલે કોનું સપનું હારૂ ઇનો તોડ બંધાય. જેનું સપનું હારૂં હોય ઈ ડોઢ લાડવો ખાય. બાલકદાસે જણાવ્યું. તેને આશા હતી કે બધાથી પોતાનું સ્વપ્ન વધારે સારૂં હશે. તેથી દોઢ લાડુ પોતાનેજ મળશે.

હાંભળો તંયે. ઠાવકે મોઢે સબળસંગ બાપુએ એના સપનાની વાત ઉપાડી. રાતમાં આપણે શાંરે જણા હુતા.

ઇ પછી થોડી વારે એક શીંગડાવાળા જમે આવીને મને જગાડયો. મેં જાગીને તે બીહામણા જમને પૂછયું, ભાઇ સાબ ? તમે શું કામ આવ્યા સો ? જમે મારી હામે ગદા તાકીને પડકારો માર્યો, ઉઠય, આગળ થઇ જા. બીકનો માર્યો હું એની મોઢા આગળ થયો. ઇ મને જે ઠેકાણે આપડી રસોઇ ઢાંકી થી ઇ ઠેકાણે લઈ ગયો ને મને તાડુકીને કેવા લાગ્યો આ ત્રણ લાડવા ને ઢેબરા ખાઇ જા, મેં કીધું મેરબાન ? એમાં અમારા શાર જણાનો ભાગ સે. વેંસણમાં તકરાર જાગવાથી જેને હારૂ સપનું આવે ઇ અડધ ભાગ ખાય એવો કરાર કરી અમે હુતા સંઇયે. એમાં તમે મને એકલાને કયાં ખવરાવી દયો સો. જમે મારી વાત માની નૈં. મેં તમને જગાડવા માટે રાડયું પાડવા માંડી. બાલકદાહ, પરમાણકયા એલા સતસંકર પણ કોણ હાંભળે ? બાલકદાહ કૈલાહમાં, પરમાણક પાતાળમાં, ને સતશંકર ઇંદર મારાજની કચેરીમાં, પછી જવાબ કોણ દે. હું તો સાદ પાડી પાડીને મરી ગયો પણ તમારા ત્રણ માંથી એકેયે જવાબ દીધો નૈં.

પછી ? બાલકદાસે ઓઝીયાળું મોઢું કરીને પૂછ્યું.

પછી હું ? મારે કડવું મોઢું કરીને બધા લાડવા ને ઢેબરાં ખાઇ જાવા પડયા.

હેં ? શાસ્ત્રીનો સાદ ફાટી ગયો.

હેં શું હા.

પ્રમાણીકદાસે રસોઇ ઢાંકી હતી ત્યાં જઇ નજર કરી તો મેદાન સાફ હતું બધા ખડખડાટ હસતા બોલી ઉઠયા. સબળસંગ બાપુ! બધા કરતા તમારૂં સપનું હારૂં.

## પ્રકરણ—૬ ઠું

રાતે કરેલી શરતમાં સબળસંગ બાપુની જીત થઇ. તેઓ તેના સાથીદારોના સુઇ જવા પછી સઘળી રસોઇ ઓઇયાં કરી જઇ સૂતા હતા એટલે તેઓને અત્યારે ભુખ રહી ન હોતી, પરંતુ અત્યાર સૂધી લાડુની આશા રાખી રહેલા તેના ભાઇબંધોને ચણા વટાણા ફાકયા સિવાય આગળ મુસાફરી કરી શકાય તેમ ન હોતુ એટલે તેઓએ થોડા થોડા તે ગામડીયો મેવો ફાકી લીધો અને ઉપર પાણી પી આગળ પંથ શરૂ કીધો.

માર્ગમાં એક મોટી સરિતા આવી, તેમાં પુષ્કળ પાણી ચાલ્યું જતું. તાણ પણ માણસોને તાણી જાય તેવું હતું. સબળસંગ બાપુએ તેના ભાઇબંધોને લાઇનસર ઉભા રાખીને કહ્યું ભાઇયું! આ નદીમાં તાણુ બઉ સે એટલે આપડે બધા કાંહા લીડીને સામે કાંઠે નિકળીયે નૈ તો શારમાંથી એકાદ તણાઇ જાહું.

સબળસંગ બાપુની તે વાત સઘળાને પસંદ પડી. ચારે એક બીજાના હાથ સાથે બાજી પડયા અને મંડયા નદિ ઉતરવા. એક માણસ સામે કાંઠે ઉભો ઉભો તેઓની રમ્મત જોતો હતો. તેની ભારે અજાયબી વચ્ચે ચારે ભાઇબંધો ભારે ગડમથલ કરતા સરીતા ઉતરી ગયા.

ઉભા સે. પુરેપુરા સંઇયે કે ચારમાંથી એકેય તણા ગયો સે? ગણી લેવા દયો. એમ બોલી સબળસંગ બાપુએ માણસો ગણવા માંડયા. એક, બે અને ત્રણ.

હાય, હાય. ભગવાન ભારે થઇ! સબળસંગના મોઢામાંથી ચીસ નિકળી પડી.

શું થયું?

આપડામાંથી એક જણને નદી તાણી ગઇ.

હોય નૈં? મને ગણવા દયો જોઇએ. કહીને બાલકદાસ બધાને ગણવા લાગ્યો. એક, બે, ત્રણ.

એમ વારાફરતી ચારે જણાએ ગણતરી કરી જોઇ પણ ત્રણજ માણસો હીસાબમાં આવ્યા. પેલો માણસ આપણા અક્કલના ઓથમીરોની આ રમ્મત અવલોકી અજબ થયો તે ધીમે ધીમે તેઓની પાસે જઇ બોલ્યો.

ભાઈઓ! તમે શું કરો છો?

અમો માણસોની ગણતરી કરીયે સોયે.

તે?

એક જણો ઘટે સે.

ઘરેથી કેટલા માણસો નિકળ્યા હતા?

ચાર! સબળસંગ બાપુએ જણાવ્યું.

પેલાએ નજર કરી તો તેની નજર સ્હામે બરાબર ચાર માણસો ઉભા હતા. તેણે કહ્યું, ભાઇઓ! એક તરફ ઉભા રહો હું ચારે ચાર માણસ કરી દઉં.

તે સમજયો હતો કે આમાંથી જે ગણે છે તે સામે ઉભેલા ત્રણ જણનેજ ગણે છે પણ પોતાને ગણતો નથી.

એટલે તેણે ચારેને એક લાઈનમાં ઉભા રાખી હાથમાં પકડેલી સોટી વતી ગણતરી કરવા માંડી. પ્રથમ સબળસંગ બાપુ ઉપર ફટકો કરી કહ્યું એક-

એક-કહેતા બાપુ દુર જઇ ઉભા.

બે-કહી બાલકદાસને જીંકી

બે.

ત્રણ-શાસ્રીને ચોડી.

ત્રણ. શાસ્રીજી ત્રાત કદમ ઉપર જઇ ઉભા.

ચાર કહીને પ્રમાણીકદાસને સોટી ચોટાડી.

ચાર. પ્રમાણીકદાસે ચીસ પાડી.

અહેહો. આતો ભગવાન ! કહી સબળસંગ બાપુ પેલા પુરૂષના પગમાં પડી ગયા.

ભાઇ હું ભગવાન નથી.

ના ભઇ શાબ ! ખોટું બોલશો મા. તમે સમત્કાર વડે ત્રણમાંથી શાર કરી દીધા. નરહી મેતાની હુંડી શીકારી, ભરી સભામાં નવશે નવાણું શીર પુરી દરોપદીની લાજ રાખી-નરશંગ રૂપે નોર વધારી હરણયા કંહુને મારી પેલાદ ને ઉગારી લીધો. નીંભાડામાંથી મંજારીના બચ્ચાં જીવતા રાખ્યાં-ઇ. તમે પોતેજ.

ચારે જણા પેલાને ચમત્કારી પ્રભુ ધારી પગે પડવા લાગ્યાં. બિચારો એ અજાણ્યો આદમી આ અકકલના ઓથ-મીરોથી ગભરાઇ ગયો. તે ત્યાંથી ચાલી જવા તૈયાર થયો પણ ચારે જણાઓએ તેને પગેથી મજબૂત પકડી રાખ્યો.

વરદાન મેળવ્યા વીના તો નંઈ જાવા દઈએ સગળસંગ બાપુએ હઠ લીધી.

એ પુરૂષ નજીકના ગામનો પટેલ હતો. દામ, દામ તમામ વાતે સૂખી હતો. તેણે જાણ્યું કે આ બચારા કોઇ દુઃખી મુસાફરો હોશે. માગી માગીને શું માગશે ? તેણે કહ્યું, ભઈઓ ! હું ભગવાન નથી છતાં તમારે જે કંઇ માગવું હોય તે માગી લ્યો.

સગળસંગ બાપુ પાઘડી ઉતારીને બોલ્યા, મારે પાંચ દીકરા થાય.

તથાસ્તુ

બાલકદાસ બોલ્યો: મારી વઉ મારા કેવામાં નથી છ હું કઉં ઇ પરમાણે કરતી થાય.

એમ થાઓ.

પ્રમાણીકદાસ કહે દરીયામાં જેટલી લક્ષ્મી છે એટલી બધી મારી હાટડીમાં આવતી રે.

આવી જશે

શાસ્રી કહે મને ત્રણ કાળનું સૂજે.

સૂજશે

એ રીતે ચારેને વરદાન આપી ભગવાને તે સ્થળે કેટલાએક વાસણો તથા ખાવાનું મંગાવી તેઓને જમાડયા. જમ્યા પછી ભક્તો ત્યાંથી જવા તૈયાર થયા ત્યારે પટેલે કહ્યું. આ બધા વાસણો લેતા જાઓ.

સગળસંગ બાપુ હાથ જોડીને બોલ્યા, પ્રભુ આવડા બધા વાહણ શ્યે હંસવાય ? આ બધા વાહણો ભંગાવી એક મોટો

તબાક બનાવી દયો તો એક જણાથી ઉપાડી લેવાય પટેલે તે વાસણો ગામમાં મોકલાવી તમામ વાસણોના બદલામાં એક મોટો તબાક મંગાવી દીધો અને સાથે કેટલીએક સીધા સામગ્રી બંધાવી ભક્તોને ત્યાંથી સહીસલામત વળાવી દીધા.

## પ્રકરણ-૭ મું

આપણા અક્કલવંતા મુસાફરો રામનગરની વાટે ચાલ્યા જતા હતા. માર્ગમાં શાસ્ત્રીજી રસોઇ બનાવતા અને ચારે જમતા ભગવાન મળ્યા પછી તેઓને ઉપવાસો કરવા પડતા નહોતા.

જે તબાક પટેલે આપ્યો હતો તેનું નામ સબળસંગ બાપુએ પોતાના ગામ ઉપરથી ગોમતીયો તબાક પાડયું હતું. જમી પરવારી જ્યારે પડાવ ઉપાડી આગળ કુચકદમ કરતા ત્યારે તે ગોમતીયા તબાકને ખંભે મારી લેતા હતા. રાતવાસો રહે ત્યાં સબળસંગ બાપુ રાત આખી એ તબાકમાંજ સૂઇ રહેતા.

એક રાત તો સબળસંગ બાપુએ તબાકમાં નિરાંતની નિંદ્રા લીધી. બીજી રાતે વનવગડામાં તેઓ રાતવાસો રહ્યા હતા. વાળુપાણી કરીને સઘળા સુઇ ગયા હતા. સબળસંગ બાપુ તબાકમાં પડયા હતા તેવામાં એક ચોર આવ્યો. તે તબાક ઉંધો વાળી ઉપાડી ગયો. જ્યારે પ્રભાતે સબળસંગ જાગ્યા ત્યારેજ તેઓ જાણી શકયા કે પોતાને નીચે નાખી કોઇ તબાકની ચોરી કરી ગયો છે.

બાલકદાસ, પ્રમાણીકદાસ તથા શાસ્ત્રીજીને તબાક ચોરાયાની વાત જાણી બહુજ શોક થયો. સબળસંગ

બાપુના શોકનો અવધીજ થઇ ગયો હતો. ચારે મિત્રોએ ભારે શોક ભર્યે હૈયે મુસાફરી શરૂ કરી. સાંજ પડતાં પહેલાં તેઓ રામનગરના દરવાજા નજીક જઇ પહોંચ્યા.

રામનગર બહાર એક તળાવની પાળ ઉપર કેટલીએક બૈરીઓ રાજીયા લેતી હતી. સબળસંગ બાપુએ શોકાતુર ભાવે કોઇને પૂછ્યું ભઇ! આ બાધું બોનું કેમ કુટી રહ્યું સે?

ઢાંકાભાઇ ગયા.

હાય હાય! સાંભળતાજ સબળસંગ બાપુનું હૈયું ભરાઇ ગયું. એલા બાલકદાહુ! જો તો ખરો એક ઢાંકણા હારૂ આટલી બધી બાયું સાતીયું કુટે સે ને આપડો તબાક જેવો તબાક ગયો તોય સાનામાના ઉભા સંઇ.

બાલકદાસનુ હૈયું પણ ભરાઇ ગયું. ચારે જણાએ બાંયો ચડાવીને માંડયુ કુટવા. પેલી બૈરીઓ કહે, હાયહાય ઢાંકો તો આપણા બોથમીરોના મોઢામાથી પોકાર બહાર પડે છે.

અમારો ગોમતીયો તબાક. હાય હાયરે તબાક! વોયરે....તબાક.

રામનગરના માણસો તેઓને કુટતા જોઇ આશ્ચર્ય-ચકીત થઇ ગયા.

કુટી કુટીને થાકયા એટલે આગળ ચાલ્યા. રામનગરના દરવાજામાં દાખલ થઇ સબળસંગ બાપુ રામસંગ રાજાના ઓરડા કયાં આવ્યા? એવો પ્રશ્ન જે મળે તેને પૂછવા લાગ્યા.

આપણા સબળસંગ બાપુ રામનગરના રાજા રામસિંહને ઓળખતા હતા. એક વખત આ રીતે ઓળખાણ થયેલી. રામનગરના મહારાજા રામસિંહજી એક વખતે એના કેટ-

...એક માણુસો સહીત શિકારે નિકળ્યા હતા. ઘોર અરણ્યમાં તે તથા તેના માણુસો એક વિકરાળ વારાહ પાછળ પડયા. વારાહ પાછળ અશ્વો દોડાવતા મહારાજાના સાથીદારો અરણ્યની ગાઢ ઝાડીમાં છુટા છુટા થઇ વિખૂટા પડી ગયા. મધ્યાનકાળે રામસિંહજી એકલાજ વારાહ પાછળ રહ્યા. વારાહ તેને બહુજ દુર સુધી ઘસડી ગયો. અંતે ગોમતીપુરની સીમમાં તેણે વિકરાળ વારાહને ઠાર કર્યો.

ગ્રીશમ ૠતુના ધોમ તડકા પડતા હતા. ધરતી ધગધગતી હતી. આકાશમાંથી જાણે એકલી આગજ વરસતી હતી. એવી સખ્ત ઉષ્માથી સુકોમળ રાજવી પરસેવે રેબજેબ થઇ ગયો. તેનો અશ્વ પણ થાકયો હતો. રાજાને ખરેખરી તરસ લાગી હતી. તેના મોઢામાંથી લોટ ઉડતો હતો. એને લાગ્યું કે જો પાણી નહિ મળે તો આ ઘડીએ હું મરી જઇશ તેણે પાણીના તલાસમાં અશ્વને ગોમતીપુરના સીમમાં લીધો. તે વખતે સબળસંગ બાપુ ગામથી એક કોશ દુર તેનું ખેતર હતું તે ખેતરમાં હતા. તેનો સાથી હળ હાંકતો હતો અને તે પોતે ખેતરને શેઢે ઉભા ઉભા વિચાર કરતા હતા કે—

માળું આ આભ ભુરૂં દેખાય સે. એને પ્રભુએ ગળી લગાડી હશે કે કાળો રોગાન ? એના થાંભલા કયાં ગોઠવ્યા હશે. આ સોમાહામાં મે વરહેસ. ઇ આભમાંથી કોઇ પાણી સાંટતુ હશે કે એની મેળાએ પડતું હશે ? એવા એવા વિચારોમાં મસગુલ બનીને ઉભા હતા એટલામાં રામસિંહે તેની પાસે આવી હાથને ઈસારે પાણી માંગ્યું.

તરહયો થયોસ ? સબળસંગ બાપુએ પૂછ્યું.

રામસિંહથી બોલી શકાતું ન હતું તેથી તેણે ડોકું ધુણાવી હા પાડી.

સબળસંગ બાપુએ એક ભાલીયામાં પાણી સંઘરી રાખ્યું હતુ તે આણીને રામસિંહને ખૂબ પાણી પાયું. પાણી થી તૃપ્ત થયા પછી તેણે સબળસંગ તરફ આભાર ભરી દષ્ટિ ફેંકતા પૂછ્યું -

તમારૂં નામ શું ?

હબળશંગ !

કેવા છો ?

રસપૂત.

ક્યાં રહો છો ?

આ હામે દેખાય સે ને ઈ ગોમતીપરમાં. પણ દીકરા તું કોક ખાખી દરવેહવાળો રાજાનો સપઈ લાગહ. જોજે હો પાણી પાયાનો ગણ ભુલતો નૈ મારૂં નામઠામ પુશી રાજા પાંહે જઈ આડીઅવળી સાઠી કરતો નૈં. નારે હું એવો ગુનુગાર નથી. રામસિંહે સબળસંગની ભાષા સાંભળી જાણી લીધું કે આ કોઈ અક્કલનો ઓથમીર લાગે છે. પરંતુ પોતાની ઉપર તેણે અત્યારે ઉપકાર કર્યો છે. તેના આભારના બદલામાં એને આપી શકાય તેવી કોઈ વસ્તુ તેની પાસે નહોતી તેથી તેણે સબળસંગને કહેવા માંડયું, સબળસંગ ! હું તમારો ઉપકાર નહિ ભુલું. તમે એક વખત રામનગર જરૂર આવજો.

ઈ રામનગર ક્યાં આવ્યું ?

અહીંથી ત્રીસ ચાલીશ કોશ દુર છે.

એમ ? તંયે તો આધું નંઈ હો. કોક દી અવાહે તો જરૂર ચાવીહ. પણ તમારૂં નામ હું.

હું પોતેજ રાજા.

એલા હું કેસ ? આ મલક બધામાં તારા નામની ફે ફાટેસ. આ ગામે ગામના ખેડુતો તને તગાવી ભરેહ જેની નો માની હકાય એવી બધા વાતુ કરેહ. ઇજ તું ?

હા,

ઓ હોહો તંયે તો ધન્ય ભાગ મારા કે આજ રાજા માણહના દરહન થયાં. હવે મારૂં એક વસન પાળવું પડહે.

શું ?

જવો અટાણે રોટલા ખાવાનો વખત થઇ ગયો સે એટલે મારે ઘરે રોટલા ખાવા આવવું પહહે.

નહિં. હું જમવા નહિ રોકાઉં. મારા માણસો મને ગોતતા હશે. રામસિંહે જણાવ્યું.

સબળસંગ બાપુએ બહુ આગ્રહ કર્યો પરંતુ રાજા રોટલા ખાવા કબૂલ ન થયો, એક વખત રામનગર જરૂર આવવાનું કહીને તે અશ્વ હાંકી ગયો.

તે દીવસની સબળસંગ બાપુને રામનગરના રાજા સાથે ભાઇબંધી હતી. એટલેજ તેઓ રામનગરમાં પગ મૂકતા હતા. રાજા રામસંગના ખોરડા પૂછવા લાગ્યા. અન્ય મનુષ્યો તો કંઇ સમજ્યા નહિ. પરંતુ એક ગામડીયો તેઓની ભાષા સમજી ગયો. તેણે ગામ વચ્ચે આલીશાન રાજમહેલ હતો તે તરફ આંગળી ચીંધીને કહ્યું.

ઓલી મોટી મોડી મેડીયું દેખાય સેમે ઈજ રાજા રામસંગ બાપુનો દરબાર.

સાંભળીને ચારે એકદમ ચાલતા રાજમહેલના મુખ્ય દરવાજા પાસે જઈ પહોંચ્યા.

પ્રકરણ ૮-મું

ઉભા રહો. પૂછ્યા વગર રાજાએ રાજમહેલમાં કેમ દોડયા જાવ છો? કોણ છો તમે? રાજમહેલમના પહેરેગીરે સબળસંગ બાપુની ટોળીને રાજમહેલમાં પેસતી અટકાવી.

એ સપાઈ ભાઈ! જરાક મોઢું સંભાળીને બોલ. અમે વગર તેડાવ્યા નૈ રાજા રામસંગના તેડાવ્યા આવ્યા સંઈ.

અરજદાર છો? પહેરેગીરે પૂછ્યું.

અરજદારે નથ્ય ને ગરજદારે નથ્ય. હું તો સઉ રાજાનો ભાઈબંધ સબળસંગ બાપુએ ઠાવકે મોઢે જણાવ્યું.

બધા પહેરેગીરો સબળસંગ બાપુના ઉપરોક્ત વાક્યો સાંભળી ખડખડાટ હસી પડયા તેઓએ અનૂમાન કરી લીધું કે આ લોકો મેડ હોસ્પીટાલમાંથી ન્હાસી છુટેલા મીજબાનો છે. હવે તેઓએ રમુજ આદરી. તમે રાજા સાહેબના ભાઈબંધ છો કેમ?

હા. જો માન્યામાં નો આવતું હોય તો મેલમાં જઇને વાવડદે કે ગોમતીપુરથી સબળસંગ બાપુ આવ્યા સે. હાંભળીને ઉઘાડે માથે ને અડવાણે પગે દોડયા આવે તો હા કેજે.

ઓહોહો ત્યારે તો આ રાજા સાહેબના ભાયાત હશે! તમારૂં નામ સબળસગ બા......

પહેરેગીરનું વાક્ય પૂર્ણ થાય તે પહેલાં રાજમહેલમાંથી મહારાજાની મોટર ફાટકમાં આવી. મહારાજાએ સબળસગને

પહેરેગીરો સામે ઉભેલ અવલોકી મોટર ઉભી રખાવી. મરક
મોઢે પૂછ્યું, અહોહો તમો અહીં કયાંથી ?

કાં હું નોતો કેતો ? સબળસંગે પહેરેગીર સામે છાતી
ફુલાવી કહ્યું. બાપુ ! રામનગર જોવા અને તમારી મેમાન
માણવા આવ્યો સઉં.

પહેરેગીરો સમજી ગયા કે " આ ગામડીયો મહારાજ
નો ઓળખીતો લાગે છે. જો તે આપણી વિરૂદ્ધ બોલશે તો
ભારે થશે પણ સબળસંગ બાપુ કોઈનું ખરાબ કરે તેવ
ન હોતા. રાજાએ પૂછ્યું-

કયારે આવ્યા ?

આ હાલ્યાજ આવીએ સીંએ.

ખુશી મજામાં ?

હોવે તમ દીઠે વશેક. તમારાં બાળગોપાળ મજામાં સેને
સબળસંગ બાપુએ વિવેક કર્યો.

હા. કહી રામસિંહે એ ગામડીઆને ગમાર વિવે
હીણુ છતાં ભોળો અને પોતાની ઉપર ઉપકાર કરનાર જાણ
તેને રાજય અતિથી તરિકે રાખવાનો પ્રબંધ કર્યો. એ વખત
એક સેવકને બોલાવી સબળસંગ બાપુને તેના સાથીદારો
સહીત ગેસ્ટ હાઉસમાં મોકલી દીધા.

ગેસ્ટ હાઉસની શોભા જોઇ આપણા ચારે અકકલબાજ
આશ્ચર્ય વિમૂઢ: બની ગયા. તેઓ કદી નહિ જોયેલો એવો
સુંદર ઓરડો જોઇ નાચવા કુદવા લાગ્યા. સબળસંગ બાપુ
તો તેના ભાઈબંધ રાજાના વખાણ કરવા લાગ્યા કે- ' રંગ રે
તારા માતપિતાને માળે ભારે ઘર બંધાવી જાણ્યા સે.

થોડીવારે જુદી જુદી જાતના પકવાનોના થાળ આવ્યા. ચારે બાઇબંધો રાત્રિ ભોજન કરવા બેઠા. શીરા પુરી સાથે થોડા ભજીયા હતા. એ ભજીયા ખાવાની શરૂઆત કરતાં સાથેજ સબળસંગ બાપુ કુદયા.

મારા દિકરાએ શી હુકમત લડાવી સે. તારી માનો મરે રાંધવાવાળા તારી....

પણ બાપુ સે હું ઇ તો કો!

આમ જવો સબળસંગ બાપુ એક ભજીયું બતાવતા બોલ્યા. આ નૈં તડ નૈં તીંહુ ને મારા દિકરાએ મંઇ મરચું કીથી બેસ્યું હશે!

બાલકદાસ, પ્રમાણીકદાસ અને શાસ્ત્રીએ પણ ભજીયા ભાંગવા માંડયા તો અંદરથી જુદી જુદી તરકારીના ટુકડાઓ નિકળ્યા. જોઇને તેઓ છક્ક થઇ ગયા. આની અંદર આ ટુકડાઓ કેવી રીતે ગોઠવ્યા હશે તેનો વિચાર કરતાં જેટલી રસોઇ નોકરો લાવ્યા હતા તેટલી બધી ઉડાવી ગયા.

હવે હોકા ભરશું? રાજસેવકો ખાલી વાસણો લઇ ગયા પછી સબળસંગ બાપુએ બાલકદાસને પુછયું.

ભરીયે પણ લાકડા કયાં લેવા જાવા?

આંઇ લાકડાની કયાં તાણય બળી સે આ બધા લાકડાંજ પડયા સેને? સબળસંગ બાપુએ દીવાનખાનામાં ગોઠવેલ મેજ, કુરસીઓ, કબાટો અને છત્રી પલંગો પર નજર ફેંકી.

ખાટલા રેવા દયો; બીજાને પાડો દેવતા ને ભરો હોકા. બાલકદાસે સમંતી આપી. તુરતજ મેજ, કબાટો

અને ખુરશીઓનો ખુરદો કરી દીવાનખાનાની વચ્ચે.વચ્ચ તાપણું સળગાવ્યું. મોટી ધૂણી ધખાવી તેની ફરતા ચારે જણા બેસી ગયા. અંગારા પડયા એટલે હોકા ભર્યા અને તે ગડગડાવતા તાપવા લાગ્યા.

શાસતરી! આજ ખરેખરી ટાઢય સે હો. આ ખાટલા ઉપર આપણને ફાવશે નૈં ઇ કરતાં એનુય તાપણું કરી નાખો. સબળસંગ બાપુએ જણાવ્યું.

શાસ્ત્રીએ ચારે પલંગના ભુકકા બોલાવી દીધા. તેના ટુકડા તાપણાનાં બળતણ સેગા સેગવી નિરાંતે તાપવા લાગ્યા.

રાતે મહારાજાને મહેમાનો સાંભર્યા. તેણે દીવાનને બોલાવી હુકમ આપ્યો કે ગેસ્ટ હાઉસમાં મારા મહેમાનો ઉતર્યા છે તેઓના મન રંજન કરવા માટે આપણી ખાસ રાજ ગાયકાને મોકલો.

મહારાજાની એવી આજ્ઞા મળતાં દીવાને મુખ્ય રાજ ગાયકાને હુકમ કર્યો એટલે તે તેના ઉસ્તાદોને લઈ ગેસ્ટ હાઉસમાં જઈ પહોંચી. મીજબાનો પાસે નાચવા જવાનો હુકમ સાંભળી નાયકા ખુશ ખુશાલ થઈ ગનમાં વિચારી રહી હતી કે 'રાજમાં મહેમાન થનાર નાચગાનથી મોજમાં આવી જઈ સારૂં ઇનામ આપશે.' દીવાનખાનામાં પગ મુકતાં સાથેજ તેની સઘળી આશાઓ પલાયન કરી ગઈ.

આવો બા આવો, સબળસંગ બાપુએ નાયકાને આવકાર આપ્યો. તમે રાજાના ઘરવાળાં સો?

નારે હું તો તેની ચાકરડી છું. એમ બોલતી નાયકા નૃત્યગાન કરવા તત્પર થઇ. તેના ઉસ્તાદોએ સારંગી અને

ઠોકઠ મેળવ્યા. કુણુ કુણુ કુણુ કરતો સારંગીનો નાદ ગાજી ઉઠયો. ધીકતા ધીકતા ધીકતા એવા નરઘાઓના ઘોર નાદો વચ્ચે નાયકાએ મીઠો હલક છેડયો.

આ।............આ...............

અફલના ઓથમારે તો એકી ટશે નાયકા અને તેના બેય ઉસ્તાદો તરફ તાકી રહ્યા.

બાળકદાહ! તને કેમ લાગે સે? આ ત્રણુ જણુાને કાંક રોગ થયો લાગે સે. રાજાએ એને આપડી પાંહે દવા કરાવવા મોકલ્યાં હશે? સબળસંગ બાપુએ અટકળીયો વા ફેંકયો.

મને પણુ એરજ લાગે સે. બાલકદાસે જણુાવ્યું.

જવો આ ત્રણે જણુાના અંગમાં આસકા આવે સે. પ્રમ બાલકદાસે સબળસંગ બાપુનું ધ્યાન ખેંચ્યું.

આ બસારાવને તણુખીયો વા થયો લાગે સે. સબળસંગ બાપુએ વગર નાડય જોયે ત્રણેના રોગ પારખી લીધા.

તુંયે તો ત્રણેને ડાંભવા પડશે.

હા. એમાં સુટકયો સે? નાખો ચીંપીયા તાપણુામાં. ચારે જણુાએ પોતપોતાના ચીંપીયા. તાપણુામાં ધગવા મુકી દીધા. જયારે લાલચોળ થયા ત્યારે સબળસંગ બાપુ બોલ્યા, જવો આ ઢોકડીયાં વગાડે સે ને એની ડોકે ને બેય હાથે ડામ દેવાના સે. ને આ તંબુરાવાળાના જમણુા હાથ ઉપર.

પણુ આ બાઇને આખા ડીલે ડાંભવી પડશે.

ચારે આવી વાતો કરતા હાથમાં ધમધગતા ચીંપીયા લઈ. ઉઠયા. ઉસ્તાદોતો એક ધ્યાને સાજ વગાડી રહ્યા હતા. અને નાયકા નૃત્ય કરતી ગાવામાં તલ્લીન હતી તેવામાં અકકલના ઓથમીરોએ ચીંપીયા ચોડવા માંડયા.

ચમા ચમ, ચમ. બિચારા ઉસ્તાદોના ચામડા ચડચડી ઉઠયા. સારંગી તબલા પૃથ્વી પર પડી ગયા. ઓય, ઓય ઓય. તેઓ ચીસો પાડવા લાગ્યા.

રહયું પાડામાં ભાગ્યું બે ઘડી વહમ્યું લાગે છે પણ તણખીચો વા જડમુળમાંથી મટી જાઉ. સબળસંગ બાપુએ આશ્વાસનદાયક વાકયો ઉચ્ચાર્યા. ઉસ્તાદોને ડાંભીને ચારે નાયકા પર ઉતરી પડયા. અરીરીરી મરી ગઈ અમ્મા.

અથરીથામાં બાઈ ! હવે કોઈ દી જોંટા આવે તો મને કેજે. સબળસંગ બાપુએ જણાવ્યું.

નાયકા અને તેના સંગરીદોએ ગમાર ગામડીયાઓના ઉતારામાંથી બિચારા જીવ લઈ ન્હાસી છુટયા. રાજા પાસે જઈ સઘળી વાત કહી સંભળાવી.

રાજાએ દિવાનને બોલાવી પૂછયું, આજે મેં જે ગામડીયાને ગેસ્ટ હાઉસમાં ઉતારો આપ્યો તેણે એક વખત શિકારમાં મને પાણી પાયું હતું. તેના તે ઉપકારના બદલામાં હું તેને સારૂં ઈનામ આપવાની ઇચ્છા રાખતો હતો. તેઓને અહીં સારી મહેમાની આપવી હતી. પરંતુ આ રાજગાયકા સાથે તેઓએ જે કઠોર વર્તણુક ચલાવી છે તેમાં મને સમજણ પડતી નથી કે, તેઓએ આમ શા માટે કર્યું ?

અન્નદાતા? તેઓ અક્કલના ઓથમીરો જણાય છે. આપને જે કંઇ ઇનામ આપવાની ઇચ્છા હોય તે આપી તેઓને અહીંથી પ્રભાતે વિદાગીરી આપી દયો નહિ તો તેઓને હાથે બીજાં નુકશાનો થવા સંભવ છે.

એવી સલાહ આપી દીવાન ગયો. બીજી પ્રભાતે રાજાએ ગેસ્ટ હાઉસમાં જઇ જોયું તો બંગલો કાળો મશ થઇ ગયો હતો. દીવાનખાનામાં તાપણું સળગવાથી કિમ્મતી ગાદીનું સત્યાનાશ નિકળી ગયું હતું. હજારો રૂપીઆનું ફર્નીચર આપણા અક્કલના ઓથમીરોની કમઅક્કલને પ્રતાપે બળીને રાખ થયું હતું.

સબળસંગજી તમે બધાએ આ શું કર્યું? રાજાએ પૂછયું.

રાતે વાળુપાણી કર્યા પછી તાપણી કરી નિરાંતે તાપ્યા. સબળસંગે જણાવ્યું.

પણ લાકડા મંગાવવા હતાને! આ કિમ્મતી ફર્નીચર બાળી દીધું.

ફઠનીસર બઉ હારૂ હળગયું

રાજાને સબળસંગના ઉપરોક્ત વાકયોથી ભારે રીસ ચડી. પરંતુ તેના ઉપકારનું સ્મરણ કરી તેને કંઇ નહિ કહેતાં રોકડા એક હજારનું ઇનામ આપી કહ્યું.

તમો આજને આજ અહીંથી નિકળી જાઓ.

તમારે ગામ જાવું સે? સબળસંગે જાણ્યું કે રાજા ઘરેથી ગામતરે જવાનો હશે!

હા. રાજાએ જણાવ્યું.

ઠીક ત્યારે હાલો. કહી સબળસંગ બાપુએ હોકો હાથમાં લઇ લીધો. તેના સાથીદારો પણ તૈયાર થઇ ગયા. લ્યો. રામરામ! કહી સબળસંગ બાપુ રૂપીઆ એક હજારની પોટલી લઈ ઉતારા બહાર નિકળ્યા.

ઉતારા બહાર નીકળીને તેઓ બજારમાં ખૂબ રખડયા. મણું બાળકદાહ! શેર ગામ તો શેર ગામજ ા. મોટી મોટી મેડીયું. રૂડી રૂપાળી બજારૂં. ને ઇ બજાર વશે રૂપાળા ભાયડી ભાયડા. જાણે ઇંદર મારાજનો દરબાર જોઇ લ્યો. આવી સડકું ને આવો ઠાઠ તો સરગાપરમાંયે નૈં હોય.

સબળસંગ બાપુ રામનગરના વખાણ કરવા લાગ્યા. આખો દિવસ શહેરમાં અહીંતહીં ભટકતા રહ્યા જ્યારે થાકયા ત્યારે

અંદરોઅંદર વાતો કરવા લાગ્યા, ભાઇસું! આપડે શેરને નકામું વખાણી માર્યું શેર ગામમાં કાંઇ નથી. આંઇના માણહ તો જવો ભાયડા બીશારા ચાચું પા પીને ગળી ગયા સે. એના પગમાં પાશેર જોડા ઉપાડવા જેટલું યે જોર નથી. સડકું ઉપર મફતા પડતા હાલે સે. એની આંખુએ કાંઇ દેખાતું નથી એટલે કાસની આખું સઠાવી સે. અને બાઈડીયુંમાં શરમનો સાંટો કયાં સે. બજાર વશમાં ભાયડાવના હાથ પકડીને હાલે. સબળસંગ બાપુએ બળાપો કર્યો.

આંઇ કોઇ વિવેકમાં તો હમજતા જ નથ્ય. આખું ગામ રખડયા તોય કોઇએ આપણને રોટલાની તાણે કરી નૈં. બાલકદાસે બખાડા કહાડયા.

આ શેર ગામમાં તો શેરના માણુહ ! રે ભાઈ, અ પડાશી નો રેવાય. આ ગામમાં કાંઈ માલ ભળ્યો નથ્ય. પ્રમાણીકદાસે જણાવ્યું.

આપડું ગોમતીપુર ભલે નાનું સે તોય ઉંચાહી હવા હેંનવાળા માણહ અને ઝાડપાનથી કેવું રૂડું લાગે સે?

આમ શેર ગામને વખોડતા ને પોતાના ગામને વખાણતા ચારે સાઇબંધો રામનગરમાંથી નિકળી ગયા. અને સીદધે સીદ્ધા ગોમતીપુર તરફ ચાલી નીકળ્યા.

રખડતા રખડતા પાંચ છ દિવસે આપણા અક્કલના ઓથમીરો ગોમતીપુર જઈ પહોંચ્યા. તેઓ મોટા શેર ગામની મુસાફરી કરી આવ્યા એથી ગામના તમામ માણસો તેઓને મુબારકબાદી આપવા આવવા લગ્યા.

કાં સબળસંગ બાપુ શેર ગામમાંથી હું લાવ્યા? એહ પહેલીવાંયે પૂછ્યું.

સળેખમ, હુસ્સાઇ ને થોડીક ઉધરહ બીજું શેર ગામમાં હું ભળ્યું છે?

પોતાના મુખ્ય નેતાઓને શહેરથી કંટાળી આવેલા જાણી ગોમતીપુરના તમામ માણુસોએ શેર ગામમાં નહિ જવાનો સંકલ્પ કરી લીધો.

## ઉપસંહાર

સબળસંગ બાપુ ગોમતીપુરને ચોરે બેસી પોતે પોતાના સાઇબંધો બાલકદાસ પ્રમાણીકદાસ અને સત્યશંકર શાસ્ત્રી

અહીંત રામનગરમાં મહારાજા રામસિંહના મહેમાન હેવા ઠાઠમાઠ સાથે થયા હતા. રાજા રામસંગે એક બાઈ તથા બે ભાયડાઓને ઉતારે દવા કરાવવા મોકલ્યા. તેઓને ઠાંભીને પોતે તણુખીયો મટાડી દીધો હતો તેથી ખુશી થઈ રાજાએ પોતે આવી રૂપિઆ એક હજારનું ઇનામ આપ્યું તું. એ બધી વાતો કરતા ત્યારે માણસો હસી હસીને થાકી જતા.

એક હજાર રૂપિઆ ઇનામ મળેલ હોવાથી અત્યારે સબળસંગ બાપુ સુખમાં રહે છે. બાવો બાલકદાસ પણ શેરગામની સહેલ કરી આવ્યા પછી વધારે આટો મેળવી રહેલ છે. પ્રમાણીકદાસની ઘરાકી વધેલ છે અને શાસ્ત્રીજીને તો અત્યારે ગોમતીપુરમાં ચોમાસું આખું અધીક ચોમાસું છે તેથી પૂરૂષોત્તમ ભગવાનને નામે ચાર મહીના બ્રાહ્મણને પૂન્યદાન કરવાનું ચાલતું હોવાથી કમાણીનો ફાપૂડો ફાટેલ છે.

વાંચક! આપણા અકકલવંતા મિત્રોની વાર્તા આટલેથીજ પૂર્ણ કરૂં છું. ભવિષ્યમાં કોઇ વખત ગોમતીપુર તરફ નિકળશું તો ચોરા પર જઇ બેઘડી સબળસંગબાપુના સપાટા ને ગપાટા જરૂર સાંભળશું. હાલ તો

શાંતિ! શાંતિ! શાંતિ!!!

